મોક્ષપત્રિકાના પુસ્તક ૨૩ અંક છઠ્ઠામાંથી.

# 'સ્ત્રી' શું છે?

— ઝેર કે અમૃત?

કીંમત ૦—૫—૦

પોસ્ટેજ ૦—૧—૦

# 'સ્ત્રી' શું છે?

## ઝેર કે અમૃત?

---

**વ્હાલાં ભાઇઓ અને બ્હેનો!**

**મારાં મોંઘાં મહેમાનો!**

આ મોંઘી છે મહેમાની! ગીતામાં અધ્યાય ત્રીજામાં, **કામ**નાં દુઃખોનું વર્ણન કરીને, છેવટમાં ૪૩ મા શ્લોકમાં, **प्रजहि शत्रुं** વિગેરે શબ્દોથી, શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું હતું કે- 'હે અર્જુન! કામરૂપી અત્યંત પ્રબળ શત્રુને, તું મારી નાંખ!' [૪૩]

એકાદશ સ્કંધ, ગીતા ઉપરનું સરલ ભાષ્ય છે. ગીતામાં કહેવાનું રહી ગયું હોય; તે પ્રભુએ એકાદશ સ્કંધમાં કહી નાંખ્યું છે. એકાદશ સ્કંધના ૨૬ મા અધ્યાયમાં, કામરૂપી શત્રુનું વર્ણન કરતાં, પુરૂરવા નામના ભયંકર કામી સમ્રાટનું દૃષ્ટાંત, પ્રભુએ રજુ કર્યું છે. આ વિષયનું વિવેચન, મોક્ષપત્રિકામાં આપતાં, આપ સૌ યાદ આવ્યાં. આપ પત્રિકા મંગાવી શકતાં નથી; તો આટલુંજ વાંચો. લોટે પાણી પી ન શકો; તો પ્યાલે પાણી પીઓ! પણ તરસ છીપાવો! આપ અને આપનાં સંબંધીઓ પણ, નાના મોટા પુરૂરવા છે-કામી છે. કેટલીએક બ્હેનો પણ, ઉર્વશીના જેવાં નખરાં કરીને, પુરૂષોને ફસાવે છે. તેમને આમાંથી જાણવાનું ઘણું મળશે. શાંતિથી વાંચો-વિચારો!

નવલશા બે સ્ત્રીને પરણ્યા હતા; પણ બેઉને 'મા!' કહીને ઉભા રહ્યા; તે દૃષ્ટાંત, તથા ભાટીયા કોમની નાથીબાઇનું દૃષ્ટાંત, આમાં છે-તે દરેકે વાંચવા જેવાં છે. તે ઉપરાંત બ્હેનોએ જાણવા જેવી; ઘણી બાબતોનો બોધ, આ નાનકડા ગ્રન્થમાં કર્યો છે. આ બોધ, અનેક સદ્‌ગ્રન્થોના સારરૂપ છે. થોડામાં ઘણું આપી શકે એમ છે. હવે જેઠનો અંક શરૂ થાય છે.

**તંત્રી**

રે. નં. ૩૩૦ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત-એકાદશસ્કંધ

[ શ્રીકૃષ્ણ ઉદ્ધવ સંવાદ ]

તંત્રી અને પ્રકાશકઃ-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ, મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદઃ-ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

પુસ્તક ૨૩ મું. ] જેઠ માસ ૧૯૯૮ તા. ૧-૭-૪૨ [ અંક ૫ મો

## એકાદશસ્કંધ

### અધ્યાય ૨૬ મો ચાલુ.

[ ગયા અંકના ૨૬૩૨ મા પાનાથી આગળ ]

પુરૂરવા રાજા પસ્તાવો કરે છે; તે હવે સાંભળો—

॥ ऐल उवाच ॥

**अहो मे मोहविस्तारः, कामकश्मलचेतसः ॥**
**देव्या गृहीतकण्ठस्य, नायुःखण्डा इमे स्मृताः ॥७॥**
**नाहं वेदाभिनिर्मुक्तः, सूर्यो वाऽभ्युदितोऽमुया ॥**
**मुषितो वर्षपूगानां, बताहानि गतान्युत ॥८॥**

---

૭ પદચ્છેદ—**अहो**-અરે ! **कामेन कश्मलं चेतः यस्य सः, तस्य इति मे**-કામથી જેનું ચિત્ત મલિન થઇ ગયું હતું એવો જે હું, તેનો. **देव्या गृहीतकंठस्य**-દેવી ઉર્વશીએ જેના કંઠનું આલિંગન કર્યું હતું એવો જે હું-તેના. **इमे आयुःखंडाः**-આયુષ્યના આ ખંડ-ભાગ-ટુકડા-દિવસો. **न स्मृताः**-યાદ રહ્યા નથી. **इति मे मोहविस्तारः**-એવો હું, તેનો મોહ વિસ્તાર તો જુઓ !

૮ પદચ્છેદ—**अमुया उर्वश्या**-આ ઉર્વશીથી. **मुषितः**-ઠગાએલો. **इति अहं**-એવો જે હું. **सूर्यः अभिनिर्मुक्तः वा अभ्युदितः**-સૂર્ય ઉગ્યો કે આથમ્યો તે. **न वेद**-હું જાણતો નથી. **वर्षपूगानां**-અનેક વરસોના. **गतानि अहानि**-ગએલા દિવસોને. **बत**-ખેદ થાય છે. **उत**-પણ. **न वेद**-જાણતો નથી.

**अहो मे आत्मसंमोहो, येनात्मा योषितां कृतः ॥**
**क्रीडामृगश्चक्रवर्ती, नरदेवशिखामणिः ॥९॥**

**અર્થ—પછી ઉર્વશીના લોકને પામીને, તે લોકમાં ઉર્વશી સાથે, વિષય-ભોગ ભોગવ્યા. પછી વૈરાગ્ય થતાં, તે રાજાએ ગાયું હતું કે—'અહો મારા મોહનો વિસ્તાર ભારે થયો! ઉર્વશીએ મારા કંઠનું આલિંગન કરતાં, મારૂં ચિત્ત કામદેવથી મલીન થવાને લીધે, આટલાં રાત્રિદિવસ ગયાનું, મને સ્મરણ રહ્યું નથી. [૭] ઉર્વશીથી ઠગાએલો હું, સૂર્યના ઉગવા આથમવાને, અને અનેક વરસોનાં જતાં રહેલાં રાત્રિ દિવસને, હું જાણતો નથી. [૮] અહો! મારા ચિત્તને એવો પ્રબળ મોહ થયો હતો કે-હું કે જે ચક્રવર્તી રાજા, રાજાઓનો શિરોમણી, તે મેં, મારા દેહને, સ્ત્રીઓની પાસે, મુંડાના વાંદરા જેવો કરી નાંખ્યો. હું સ્ત્રીનો નચાવ્યો નાચ્યો. [૯]**

૭ થી ૯ વિવેચન—

લાંબા અનુભવ પછી ભર્તૃહરિ બોલે છે કે-

રાગ-વસંતતિલકા. [ નીતિશતક. ]

**यां चिंतयामि सततं, मयि सा विरक्ता।**
**साप्यन्यमिच्छति जनं, स जनोऽन्यसक्तः ॥**
**अस्मत्कृते च परितुष्यति, काचिदन्या।**
**धिक् तां च तं च मदनं च, इमां च मां च ॥२॥**

ભર્તૃહરિ બોલે છે કે—આહ્ શું સંસાર! જે પિંગળાનું, હું અહર્નિશ ચિંતવન કરી રહ્યો છઉં; તે પિંગળા મને ચાહતી નથી; પણ એક અશ્વપાળને ચાહે છે. વળી તે અશ્વ-પાળ, પિંગળાને ચાહતો નથી; [ કારણ કે પિંગળા તેને પડી જડી છે. ] પણ એક વેશ્યાને ચાહે છે. સદરહુ વેશ્યા, અશ્વપાળને ચાહતી નથી; પણ મને ચાહે છે. આહ્-પ્રેમનો આવો અવળો પ્રવાહ! આતે પ્રેમ, કે હાડ ચામનો મોહ! ઘણો જ ક્ષુદ્ર પ્રેમ! ત્યારે તો મને એમ અનુભવ થાય છે કે-મારા જેવો રાજા, જેનું ચિંતવન કરી રહ્યો છે; તે પિંગળાને ધિક્કાર છે. પિંગળા જેવી રાજ રાણી, જેને ચાહે છે; તે અશ્વપાળને પણ ધિક્કાર છે. વળી અશ્વપાળ જેને ચાહી રહ્યો છે; તે વેશ્યાને પણ ધિક્કાર છે. વેશ્યા જેને ચાહી રહી છે-તે હું! તો મને પણ, ધિક્કાર છે. કારણે કે મેં પ્રેમની રીત ન જાણી! બાકી રહેલા પેલા કામદેવને પણ ધિક્કાર છે; કારણ કે તે, લોકોને અવળે માળે ચડાવે છે. [૨]

જેમ કોઇ ભયંકર ગુન્હેગારની ગરદન પકડીને, તેને ગટરમાં નાંખી દેવામાં આવે છે; તેમ કામીપુરૂષને સંસાર, અપકીર્તિની-પાયમાલીની-ગટરમાં ફેંકી દે છે.

---

૯ પદચ્છેદ—**अहो मे आत्मनः संमोहः**-અરે મારા ચિત્તને મોહ તે કેટલો! **येन**-કે જે મોહથી. **आत्मा**-આ મારો દેહ-હું. **चक्रवर्ती**-ચક્રવર્તી છતાં. **नरदेवशिखामणिः**-રાજાઓનો શિરોમણિ. **इति मे आत्मा**-એવો આ મારો દેહ. **योषितां क्रीडामृगः कृतः**-સ્ત્રીઓની પાસે મુંડાના વાંદરા જેવો થઈ ગયો.

મણિરત્નમાળા ઘણા અનુભવ પછી બોલે છે કે—

**द्वारं किमेकं नरकस्य ? नारी ॥३॥**
**संमोहयत्येव सुरेव का ? स्त्री ॥**
**को वा महांधो ? मदनातुरो यः ॥६॥**
**शूरान्महाशूर-तमोऽस्ति को वा ?**
**मनोजबाणैर्व्यथितो न यस्तु ॥**
**प्राज्ञो हि धीरश्च, समोऽस्ति को वा ?**
**प्राप्तो न मोहं, ललनाकटाक्षैः ॥१२॥**
**विषाद्विषं किं, विषयाः समस्ताः ॥**
**दुःखी सदा को, विषयानुरागी ॥१३॥**
**विज्ञान्महाविज्ञ-तमोऽस्ति को वा ।**
**नार्या पिशाच्या, न च वंचितो यः ।**
**का शृंखला प्राणभृतां च नारी ॥१६॥** વિગેરે-વિગેરે—

ભાવાર્થ—૧ પ્રશ્ન-નરકનું મુખ્ય દ્વાર કોણ ? જવાબ-સ્ત્રી ! ૨ પ્રશ્ન-મદિરાની માફક કોનો કેફ ચડે છે ?-જવાબ-સ્ત્રીનો. ૩ પ્રશ્ન-મોટો આંધળો કોણ ?-જવાબ-કામી પુરૂષ. ૪ પ્રશ્ન-શૂરવીરોમાં શૂરવીર કોણ ? જવાબ-કામદેવનાં બાણોથી ન વિંધાય તે. પ્રશ્ન-આ સંસારમાં પ્રજ્ઞ, ધીર, અને સમચિત્તવાળો કોણ છે ? જવાબ-સ્ત્રીના કટાક્ષોથી, જેને મોહ પ્રાપ્ત ન થાય તે. ૬ પ્રશ્ન-ઝેરથી વધારે ઝેર કયું ?-જવાબ અનેક પ્રકારના વિષયો. ૭ પ્રશ્ન-દુઃખી કોણ ?-વિષયમાં જેને પ્રીતિ થાય તે. ૮ પ્રશ્ન-જ્ઞાનવિજ્ઞાનમાં કુશળ કોણ છે ? જવાબ-પિચાણી નારીથી, જે ઠગાતો નથી તે. ૯ પ્રશ્ન-પ્રાણીઓને બેડી કઇ છે ? જવાબ-સ્ત્રી.

આ સ્ત્રીની નિંદા નથી; પણ પુરૂષોને ચેતવણી છે કે-સ્ત્રીનું સૌંદર્ય, મરદને નાદાન બનાવી દે; વીરને કાયર બનાવી દે; વિદ્વાનને અભણ બનાવી દે; ડાહ્યાને ગાંડો બનાવી દે; એવું મોહક છે. જેમ મરચામાં તીખાશ, અને ગોળમાં ગળપણ; તેમ સ્ત્રિઓમાં મોહરૂપી સામાન્ય ગુણ છે. ઇંદ્ર ચંદ્ર પણ તે સૌંદર્યમાં, મોહ પામી ગયા છે. સ્ત્રીનું સૌંદર્ય ભયંકર છે; તોપણ સંસારમાં સ્ત્રી વિના ચાલે એવું નથી. મન્વાદિએ કરી આપેલા કાયદા પ્રમાણે વર્તશો; તો જેનો ઘણો ભય છે; તે સ્ત્રી, અભયનાં દાન આપશે. આ સંસારસાગર તરી જવામાં, નાવ બની જશે. ખારા સાગરમાં, મીઠી વીરડી જેવી, સ્ત્રી બની જશે. જો સ્ત્રી વસ્તુજ નકામી હોત; તો રામને ત્યાં સીતાની જરૂર નહોતી. વસિષ્ઠને ત્યાં, અરૂંધતીની જરૂર નહોતી. અત્રિને ત્યાં, અનુસૂયાની જરૂર નહોતી. જનકને ત્યાં સુનયનાની જરૂર નહોતી. યાજ્ઞવલ્કયને ત્યાં મૈત્રેયીની જરૂર નહોતી વિગેરે-વિગેરે. માટે સમજ્યા વિના કાંઇ બોલવું નહીં. સ્ત્રીની નિંદા કરનારા સંતમહાત્માઓને જન્મ આપનાર સ્ત્રી છે. સંતો બોલ્યા છે કે—

'નારી નિંદ મત કીજીએ, નારી રતનકી ખાન;
જીસ ખાનો મેં પેદા હુવા, ધ્રુવ પ્રલ્હાદ સમાન.'

ઇશ્વરની બનાવેલી, કોઇ વસ્તુ નકામી નથી; તો સ્ત્રી નકામી કેમ હોય? દરેક વસ્તુ અમુક ઠેકાણે કામની, અને અમુક ઠેકાણે નકામી. સાકર મોમાં મુકો; તો ગળી, અને આંખમાં આંજો; તો રાડ પડાવે; વિગેરે.

નેવુ ટકા, પુરૂષ માત્ર, થોડા ઘણા પ્રમાણુમાં, પુરૂરવા જેવાજ કામી હોય છે. કામીની પડખે, કોઇ જાતનાં પુણ્ય હોય; તો પોતે જે કરી રહ્યો છે; તે ઠીક છે કે નહીં? તેને વિચાર કરી શકે. પુણ્યવાનનેજ વિચાર સ્ફુરે! અનેક સંતો નિર્ણય કરીને બોલ્યા છે કે-'**दीर्घसंसाररोगस्य, विचारो हि महौषधम्** ॥ અનાદિ કાળથી જીવની સાથે, ચાલ્યા આવતા સંસારરૂપી રોગને અટકાવવા, વિચારરૂપી ઔષધ સારૂં છે.'

મન સુકાય પિંજર ગળે, ધરે રેન દિન ધ્યાન;
તુલસી મીટે ન વાસના, વિના વિચારે જ્ઞાન—સીયાવર૦

વિચાર એમ કહે કે:—

**कामक्रोधौ लोभमोहौ, देहे तिष्ठंति तस्कराः ।**
**ज्ञानरत्नापहाराय, तस्माज्जाग्रत जाग्रत** ॥

કામ, ક્રોધ, લોભ મોહ નામના ચોરો, આ દેહમાં વસે છે; અને જ્ઞાનનો નાશ કરે છે; માટે જાગીજા—જાગીજા!

આ વિચારોના બળથી, પુરૂરવા, આ ૭ મા શ્લોકથી, પોતાના જીવન ઉપર પ્રકાશ પાડે છે. પોતે જે કરી રહ્યો છે. તેનો વિચાર કરે છે. વિચારનું બળ વધે; ત્યારે તે વિચાર, હૃદયના ઊંડાણુ સુધી પહોંચી શકે. પછી કોઇ પણુ પ્રકારનો નિશ્ચય થાય; અને પછી વર્તન થઇ શકે.

વિચાર એમ કહે છે કે-વ્યભિચાર ભયંકર છે. વ્યભિચાર બે પ્રકારના છે. પરપત્ની વ્યભિચાર, અને સ્વપત્નિવ્યભિચાર. પરસ્ત્રીના વ્યભિચારમાં, ભય ઘણો છે; અને સ્વપત્નીના વ્યભિચારમાં, સ્વચ્છંદ ઘણો છે. [ વિચારો! ] સ્વપત્નિવ્યભિચાર સંબંધી, મેં આપને દશમસ્કંધમાં, મોક્ષ પત્રિકા પુસ્તક ૧૩ ના ૨૧૮૭ પાના ઉપર, થોડું કહ્યું હતું. તે આપ ભૂલી ગયા હશો. લ્યો તેમાંથી થોડી વાત કરૂં!

**સ્વપત્નિવ્યભિચાર**—શાસ્ત્રોએ અમુકને રાજા થવાની આજ્ઞા કરી; પણુ અમુક મર્યાદામાં રહીને, રાજ ભોગવવાની ભલામણુ કરી. સ્વચ્છંદે રાજ કરવાની મના કરી. તેમ શાસ્ત્રોએ અમુકને, સ્ત્રી પરણુવાની આજ્ઞા કરી; પણુ શાસ્ત્રની મર્યાદામાં રહીને, સ્ત્રીને ભોગવવાની આજ્ઞા. આપી. સ્વચ્છંદે સ્ત્રીને ભોગવવાની મના કરી. અનાજ વિના શરીર ટકે નહીં. પણુ તે ખા ખા કરે; તે જરૂર મરે. તેમ સ્ત્રી ગૃહસ્થાશ્રમનો સ્થંભ છે. ઘરની શોભા છે. અતિથિઓનો આશ્રય છે. ભયંકર સંસારમાં, પતિને મીઠી મધુરી વીરડી જેવી તે છે; પણુ સ્ત્રીમાં માત્ર વિષયસુખજ દેખે; અને વારંવાર સ્વચ્છંદે, પતિ, વિષયસુખ ભોગવે; તો તો એ પાંચ કે દસ વરસે, ઘરડા વાંદરા જેવો, પુરૂષ બની જાય. રસ વિનાના સાંઠા જેવો તે સુકાય! શાસ્ત્રોએ કહ્યું છે કે-' ઋતુકાળમાંજ સ્ત્રીનો સંગ કરવો; અને તે પણુ સંતાન માટે; સ્વચ્છંદ માટે નહીં.' ઋતુકાળ હોય તોપણુ, વિદ્યાર્થી અવસ્થામાં, બેકારીમાં, મંદવાડમાં, ખાવાપીવાની ખેંચતાણુમાં, ગરીબાઇમાં, અને એવી બીજી આફતોમાં, વ્રતમાં, અમુક પર્વણીઓમાં, સ્ત્રીનો સંગ કદિ કરવો નહીં. ગર્ભ ધારણુ કર્યો પછી, અને પ્રસવ થયા પછી, લગભગ

એક વરસ દિવસ, સ્ત્રીનો સંગ કરવો નહીં. અને તેટલાજ માટે, ગર્ભ ધારણ કર્યા પછી, સ્ત્રીઓ અમુક વખત, પોતાના પીયરમાં રહેતી હતી; અને પુરૂષો એકલા રહીને, પવિત્ર સાદું જીવન ગાળતા હતા. સ્ત્રીને ૪૫-૫૦ વરસે, ઋતુ આવતું બંધ થાય; ત્યારે નાથ કાપેલા બળદને, જેમ શાંતિની જરૂર છે. તેમ સ્ત્રીને પણ, શાંતિની જરૂર છે.

દુરાચારી અથવા ટુંકી બુદ્ધિવાળાં જુવાન સ્ત્રી પુરૂષ, લગ્ન જેવા પવિત્ર પ્રસંગને, વિષયભોગના સુખનું દ્વાર સમજે છે. આ પ્રમાણે જે, પોતાની સ્ત્રી સાથે, ખુલ્લો વ્યભિચાર ખેલવાની, સુગમ અને સસ્તી તક સમજે છે; તે દીવો લઇને કુવામાં ઉતરે છે. પોતાને હાથે પોતાનું ભુંડું કરે છે. વારંવાર વિષયસુખ ભોગવતાં, સ્ત્રી પુરૂષનાં વીર્યરજ, ખાલી થાય છે. પછી હીસ્ટીરીયા, મગજનાં દર્દ; નબળાઇનાં દર્દ; ક્ષયરોગ અને કેટલાએક ગુપ્ત રોગ પણ, લાગુ પડી જાય છે. શરીર આપણું પોતાનું; કરોડો દેતાં ન મળે એવું મોંઘું; પણ તેનો બેવકુફીથી ઉપયોગ કરવામાં આવે; તો આ શરીર, આપણને દુઃખી કરે; અને દવાના પૈસા ખર્ચાવે. એવા નમાલાં શરીરવાળી સ્ત્રીઓ, ગર્ભ ધારણ કરે; ત્યારથી, તે રોતી રોતી ઉઠે; અને રોતી રોતી સુવે. મરતી મરતી બાળકને જન્મ આપે. કામાંધ આખલા બનીને, આવી માંદલી સ્ત્રી સાથે; જે રંગ રમ્યા હોય; તે ડાહ્યા દેખાતા પુરૂષો, દવાખાનાં શોધવા નીકળે; અને કોઇ કોઇ વખત, ઘરનાં કામકાજ પણ કરીલે. હેરાન હેરાન થાય. કદાચ તે માંદી માંદી પણ, મરી જાય; તો ચકો રાણો રાંડી બેસે; અને બીજી ચકાની રાહ જુએ! આ પ્રમાણે સ્વપત્નિ વ્યભિચારની શિક્ષા, ઓછી થતી નથી.

ધનવાનો સમાજનાં સુખ માટે, દવાખાનાં ખોલે જાય છે; પણ સમાજના મૂળમાં સડો પેઠો છે, તે તેઓ જોતા નથી; જોવરાવતા નથી; જોતાં શીખતા નથી. દરેક પોળમાં પાંચ દસ વૈદ્ય! જાણે માંદાની પોળો! ઘણાં ઘરો, જાણે નાની મોટી હોસ્પીટલો!

માનવી એટલે પશુ પક્ષીનાં બાળક નહીં. મર્યાદાથી ઉત્પન્ન થએલાં-તે માનવી. તપાદિ વ્રત કરીને, પ્રભુ પાસે માગેલા, તે માનવી. શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ઉત્પન્ન થયાં; અને શાસ્ત્રની મર્યાદા પ્રમાણે, મોટાં થયાં; તે માનવી. માનવી એટલે, જાર બાજરા જેવા, નિર્જીવ દાણાનું વાવેતર નથી. દીતીના આગ્રહથી, કશ્યપે સાયંકાળે, સ્ત્રીનો સંગ કર્યો હતો. ધર્મ મર્યાદાનો લોપ કર્યો હતો. પરિણામ એ આવ્યું કે-દીતિને પેટે, હિરણ્યકશીપુ અને હિરણ્યાક્ષ નામના ભયંકર અસુરો પાકયા. જગતને રંજાડી નાંખ્યું. સ્વપત્નિવ્યભિચારથી, સંતાન રાંકડાં પાકે છે. માતા પિતાનું ગૌરવ ઝાંખું પડી જાય છે. વિષયસુખમાં ટેવાએલાં સ્ત્રી પુરૂષોને, જીવે ત્યાં સુધી, વિષય સુખ વિના ચાલતુંજ નથી. પશુ પક્ષીનાં નર માદા, સદાકાળ સાથે રહે; પણ ઋતુ કાળમાંજ સંગ કરે. કુતરાં કાર્તક માસમાંજ કાલાં; અને કામી સદા કાલાં.　　[ વિચારીને વાંચો. ]

આ તો સરખે સરખાં સ્ત્રીપુરૂષની વાત કરી; પણ જે કામી ૪૦-૪૫-૫૦ વરસની ઉમરે, ૧૫-૨૦ વરસની સ્ત્રીને પરણે છે; અને વિષયસુખનો ભૂખ્યો થાય છે; તેની વાત કરતાં, લાજી મરીએ. વિષયસુખમાં રીઢો થએલો આ કામી, વિષયસુખથી અપરિચિત મુગ્ધાને, અસહ્ય દુઃખનું કારણ થઇ પડે છે. સ્ત્રી પોતાના મનને ઘણું સમજાવે; પણ જેની જુવાની ચાલી ગઇ હોય છે; જેને મોઢે અને માથે, ધોળા વાળ ડોકીયાં કરી રહ્યા હોય છે; તે પુરૂષો, રાજગાદિ ઉપર હોય; અગર કરોડપતિ હોય; તોપણ તે મુગ્ધાને

ગમતા નથી. મુગ્ધાની આ ફર્યાદ, અહીં ક્યાંઇ સંભળાતી નથી; પણ ઇશ્વરના દરબારમાં અવસ્ય સંભળાય છે. ભગવાન ભજવાને ટાણે, જે પુરૂષ, સ્ત્રીના ફંદમાં ફસાય છે; તે મોટો મટીને, નાનો–બાળક–જુવાન–કાલો–બને છે. ધોળા વાળને કાળા રંગે છે. સ્ત્રીને રાજી રાખવા, તે અનેક નખરાં કરે છે; પણ સ્ત્રીનું હૃદય છેતરાતું નથી–બદલાતું નથી. પરિણામે આ પુરૂષનાં બે બગડે છે. ન રાજી થઇ સ્ત્રી; ન રાજી થયા ભગવાન! દીવા જેવી વાતો છે. સંશય કરવાની જરૂર નથી. સમજી લેવાની જરૂર છે. ચેતી જવાની જરૂર છે.

પુરૂરવા રાજા સ્વપત્નિમાં મોહ પામ્યો હતો; અને મોહની હદ વટી ગયો હતો. તેનો આ પશ્ચાતાપ છે. આપ ગમે તે હો–રા હો–કે રંક હો; પણ તમારી ભુલ થતી હોય; તો હજારો ડહાપણ પડયાં મુકીને, ચેતી જાઓ! પતિપત્નિનો પવિત્ર મેળાપ, તે માત્ર વિષયસુખ માટે નથી–પણ એકબીજાની ઓથે રહીને, તપ–વ્રત–જપવિગેરે કરીને, ભગવાનને પામવા માટે છે. જીવનનો અંતીમ હેતુ, વિષયસુખ નથી; પણ ભગવદ્પ્રાપ્તિ છે. બસ! સ્વપત્નિવ્યભિચારની બાબતમાં, આટલું આપ, અવસ્ય સમજી શકશો. [ ફરી વાંચો–વિચારો! તમારે ઘણુંજ કામનું છે. ]

આઠમા શ્લોકમાં પુરૂરવા કહે છે કે 'હું ઉર્વશીથી ઠગાયો છઉં.' તે સંબંધમાં ભર્તૃહરિ બોલે છે કે–[ શૃંગારશતક ].

સ્રગ્ધરાવૃત્તમ્—

**आवर्तः संशयाना-मविनयभवनं, पत्तनं साहसानाम् ।**
**दोषाणां सन्निधानं, कपटशतमयं, क्षेत्रमप्रत्ययानाम् ॥**
**स्वर्गद्वारस्य विघ्नो, नरकपुरमुखं, सर्वमायाकरंडं ।**
**स्त्रीयंत्रं केन सृष्टं, विषममृतमयं, प्राणिनामेकपाशः ॥९८॥**

**અર્થ**—સંશયોનો વમળ, અવિનયનું ભુવન, સાહસોનું નગર, દોષનો ભંડાર, સેંકડો કપટનું સ્થાન, અવિશ્વાસનું ક્ષેત્ર, સ્વર્ગદ્વારનું વિઘ્ન, નરકપુરીનું દ્વાર, સઘળી માયાનો કરંડીયો, અંદર વિષ સમાન, બહાર અમૃત સમાન–[**मधु तिष्ठति वाचि योषितां, हृदि हालाहलमेव केवलम्** ] અને પુરૂષોના મુખ્ય બંધનરૂપ સ્ત્રીરૂપી યંત્ર, કોણે બનાવ્યું હશે? તે હું જાણતો નથી. [૯૮].

જેલો ભયંકર છે; પણ તે જેમ અપરાધીઓ માટે ભયંકર છે. તેમ સ્ત્રીઓ ભયંકર છે; પણ તે કામીઓ માટે ભયંકર છે. દરેકમાં સાધારણ ગુણ, અને વિશેષ ગુણ હોય છે. સાધારણ ગુણવાળી સાધારણ સ્ત્રીઓ છે; અને વિશેષ ગુણવાળી, પરમ પવિત્ર સતીઓ છે. સાધારણ ગુણવાળી સ્ત્રીઓમાં, અનેક અવગુણો રહી શકે છે.

ઠીક અઠીક સમજે નહીં, ચડે હઠે જણુ ચાર;
બાળક, માગણ, રાજવી, ચોથી ઘેલડી નાર—સીયાવર.

'રામના વનવાસને, દશરથ ખમી શકશે કે–નહીં;' તેનો વિચાર કર્યા વિના, કૈકેયે રામનો વનવાસ માગ્યો. 'સરસ્વતીચંદ્રનો વિયોગ, તેના પિતા લક્ષ્મીનંદન સહન કરી શકશે નહીં;' તેનો વિચાર કર્યા વિના, નવી શેઠાણીએ, સરસ્વતીચંદ્રને ઘરમાંથી કાઢી મુકવા પ્રયત્ન કર્યો. ધણીની આવકનો વિચાર કર્યા વિના, ઘેલડી સ્ત્રી, ધણી પાસે અનેક વસ્તુ

માગે. 'ઘરડાં માબાપને, ધણી તજી શકશે કે નહીં.' અથવા 'ઘરડાં માબાપ બાપડાં, અત્યારે ક્યાં જશે ?' તેનો વિચાર કર્યો વિના, ઘેલડી સ્ત્રી, વૃદ્ધોને ઘરમાંથી કાઢી મુકવા કજીયા કરે.

ટાઢી શીતળ વન દહે, જળ પથરા વેરાય;
ઘેલી રૂડી જે કરે; તે દૈવેથી નવ થાય—સીયાવર૦

આવી ઘેલી સ્ત્રી, ટાઢી શીતળ લાગે; પણ કુટુંબરૂપી મોટા વનમાં આગ લગાડી દે. જળ જેવી સરલ લાગે; પણ મોટા પત્થરોને વેરીને, કટકા કરી નાંખે.

ઝીણું ઝીણું બોલે; અને થાંભલા કોરે.

કુટુંબના સંપનો નાશ કરે. નિષ્કુલાનંદ બોલ્યા છે કે—

' એ તો દોરડો દેખીને ડરે, કાળી નાગ ઉપર પગ ધરે.
ઝાઝી લાજમાં બોલે છે ઝીણું, તે તો પુરૂષનું કરવાને હીણું.

માટે વિદ્વાન્ કહે છે કે-ઘેલી સ્ત્રી માનવતાને બગાડી નાંખે છે. કુભાર્યા, જ્યારે ખીજે છે; ત્યારે દૈવથી જે ન બને; તે, તે સ્ત્રી બનાવી દે છે.

આવી ઘેલી સ્ત્રી, લાંબો ટુંકો વિચાર કર્યા વિના, રાજાને રાંક બનાવે; પંડિતને ખંડિત કરે; સૂરવીરને તરછોડી નાંખે; અને પોતાના પ્રાણને પણ, આપઘાત કરીને, સહેજ કારણ માટે, ખોઇ નાંખે. વિષયસુખની લાલચ માટે, ભટકનારા પામરોને સમજાવવા, પ્રભુએ જાણે, ઠેકઠેકાણે, આવી અવળચંડી સ્ત્રીરૂપી ઉપદેશકો, ગોઠવ્યા ન હોય ! વિષયલોલુપ પુરૂષોના મનની નબળાઇનો, આ પ્રમાણે અવળો લાભ લેવાય છે. પુરૂષના મનની નબળાઇનો લાભ લેવા જતાં, સાધારણ સ્ત્રીઓ પોતે, નબળા મનની થઇ જાય છે. સુખ લેવા જતાં, દુઃખમાં અટવાઇ પડે છે. પતિપત્નિનાં સુખ જેવું સુખ, સંસારમાં ક્યાંઈ નથી. તોપણ જ્યારે એકબીજાનો પરિચય, વધારે પડતો થાય છે. એકબીજાંને, એકબીજાં પાસે, બેસી રહેવુંજ ગમે છે; ત્યારે એક બીજાનાં મનની નબળાઇ વધી પડે છે; પામરતા ઉભરાય છે; બુદ્ધિ મંદ થઇ જાય છે. વધારે પડતા પરિચયથી, એકબીજાના દોષનું દર્શન થાય છે. પરિણામે, હતાં તે આનંદી મટીને, વીખવાદી બને છે. સાકરના ગાંગડા પણ, વધારે પડતા ખાવાથી, તબીયત બગડે છે. વિવેકની જરૂર છે. આ બાબતમાં શ્રીકૃષ્ણ પોતે પુરાવારૂપ છે. રાસલીલા વખતે ગોપીઓને રમાડવા, પ્રભુ સ્ત્રીઓ સાથે મળી ગયા; ત્યારે તે ગોપીઓને એવું અભિમાન આવ્યું કે-' જે ઋષિઓના ધ્યાનમાં નથી આવતા; તે આપણી પાસે લાચાર બન્યા છે.' આવું અભિમાન જોઇને, પ્રભુ તુરત અંતર્ધ્યાન થયા. પણ સાથે રાધાજી હતાં. રાધાજીને રમાડતાં રમાડતાં, પ્રભુ આગળ ચાલ્યા; ત્યારે રાધાજીને પણ અભિમાન થયું કે-'તમામ ગોપીઓને પડી મેલીને, પ્રભુ મારી સાથે ચાલ્યા;' એટલે 'પ્રભુ મારામાં વધારે લોલુપ છે.' એમ સમજીને, રાધાજીએ પ્રભુને કહ્યું કે-'હવે હું આગળ ચાલી શકતી નથી. મને તેડી લ્યો.' ગોવિંદ બોલ્યા કે 'હા ! પણ તમે પેલી નીચી ડાળ ઉપર ચડો ! ત્યાંથી મારે ખભે બેસી જાઓ !' રાધાજી ડાળ ઉપર ચડયાં; અને ખભે બેસવા જતાં હતાં; ત્યાં પ્રભુ અંતર્ધ્યાન થઇ ગયા. 'રાધાજીનો મદ દેખી, મેલ્યાં લટકતાં રે—રાધાને કાન રમે રે-રાધાને કૃષ્ણ રમે રે-ભુલ્યે ભુલામણી.' તાત્પર્ય— સ્ત્રીઓ સાથેનો વધારે પરિચય-વધારે લોલુપતા, પુરૂષને પાઇનો કરી નાંખે છે.

પુરૂરવાનું આ દષ્ટાંત વાંચીને, પુરૂષોએ ઘણુંજ ચેતવા જેવું છે. ઉર્વશી જેવું સૌંદર્ય સામે હતું; પણ ચેત્યો, તો બચ્યો. 'હું કોણ? અને આ સ્ત્રી કોણ?' તેનો સંપૂર્ણ વિચાર કર્યો. 'હું ચક્રવર્તી રાજા. બીજા રાજાઓ મારા પગમાં પડે; તે હું-ઉર્વશી પાસે પામર? તે હું કામાંધ? તે હું સ્ત્રીનું રમકડું? સ્ત્રીનો નચાવ્યો નાચું; એવો કંગાલ-તે હું?'

પુરૂરવા રાજા આગળ વિચાર કરે છે—

**सपरिच्छदमात्मानं, हित्वा तृणमिवेश्वरम् ॥**
**यान्तीं स्त्रियं चान्वगमं, नग्न उन्मत्तवद्रुदन् ॥१०॥**
**कुतस्तस्यानुभावः स्यात्, तेज ईशत्वमेव वा ॥**
**योऽन्वगच्छं स्त्रियं यान्तीं, खरवत्पादताडितः ॥११॥**

**અર્થ—રાજ્ય સહિત અને ચક્રવર્તીપણાથી વર્તનાર, આ મારા શરીરને, તરખલાની પેઠે છોડી દઈને, જતી રહેતી સ્ત્રીની પછવાડે, ગાંડાની માફક, નાગો નાગો, અને રોતો રોતો, હું દોડયો હતો. [૧૦] હું કે જે ગધેડાની પેઠે પાટુ ખાતાં છતાં પણ, જતી સ્ત્રીની પછવાડે દોડયો હતો; તેનાં પ્રભાવ, બળ અને સામર્થ્ય કયાંથી રહે? ન જ રહે [૧૧]**

૧૦-૧૧ વિવેચન—

સટ્ટેકાણે લાખનો આદમી, કરોડનો થાય; અને કઠેકાણે લાખનો આદમી, પાઈનો થાય. આ કાંઈ એકજ અવતારની ખરાબી નથી. બીજા અવતારે પણ કુતરો થઈને, તે સ્ત્રી સામે ભોગ ભોગવે. મદિરાનો ડંખ (કેફ), બાર કલાકે ઉતરે; વીંછીનો ડંખ ચોવીસ કલાકે ઉતરે; ધનનો ડંખ (મદ), નિર્ધન થતાં ઉતરે; જુવાનીનો ડંખ (મદ), વૃદ્ધાવસ્થામાં ઉતરે; સર્પનો ડંખ એક અવતાર ફના કરે; પણ સ્ત્રીનો ડંખ (કેફ), અનેક અવતારમાં ભટકાવે છે. મનુષ્યને વળગેલો, સ્ત્રીસુખરૂપી, આ ચેપી રોગ, કુતરાના અવતાર સુધી લંબાય છે. ભર્તૃહરિ બોલે છે—[વૈરાગ્યશતક]

શિખરિણી વૃત્તમ્-

**कृशः काणः खंजः, श्रवणरहितः पुच्छविकलः ।**
**व्रणी पूयक्लिन्नः, कृमिकुलशतैरावृततनुः ॥**

---

૧૦ પદચ્છેદ—**परिच्छेदेन सहितः तं-इति आत्मानं**-જે દેહ રાજ્ય સહિત છે-રાજનો ધણી છે, તે દેહને. **ईश्वरं**-જે દેહ ચક્રવર્તી રાજા છે; તે દેહને. **तृणं इव हित्वा**-તરખલાની માફક તજીને. **च**-અને. **उन्मत्तवत् नग्नः**-ગાંડાની માફક નાગો નાગો. **रुदन् इति अहं**-અને રોતો રોતો એવો હું. **यान्तीं स्त्रियं अन्वगमम्**-જતી સ્ત્રીની પાછળ પાછળ હું ગયો.

૧૧ પદચ્છેદ—**खरवत् पादताडितः इति अहं**-ગધેડો ગધેડીની લાતો ખાય તે પ્રમાણે, હું ઉર્વશીની લાતો ખાતો ખાતો. **यांतीं स्त्रियं यः अहम् अन्वगच्छम्**-સ્ત્રીની પાછળ પાછળ ગયો હતો. **तस्य**-તે મારા. **अनुभावः तेजः वा ईशत्वं कुतः स्यात्**-પ્રભાવ, તેજ અને સામર્થ્ય કયાં રહ્યાં? ન જ રહ્યાં.

**क्षुधाक्षामो जीर्णः, पिठरककपालार्पितगलः।**
**शुनीमन्वेति श्वा, हतमपि च हन्त्येव मदनः ॥१८॥**

અર્થ—સુકાઈ ગએલો, કાંણો, લંગડો, બુચો, બાંડો, પરૂ વહેતાં વ્રણવાળો, હજારો કીડા જેના શરીરમાં પડયા છે એવો, ભુખથી દુબળો થઈ ગએલો, જીર્ણ અને જેને ગળે, કચરાની હાંડલીનો કાંઠલો ભરાઈ રહ્યો છે તે, એવો મહા પાતકી કુતરો, કુતરીની પાછળ ભમ્યા કરે છે. હે કામદેવ! ખરેખર, તું મરેલાને પણ મારે છે. [૧૮].

અગીઆરમા શ્લોકમાં તો 'ગધેડી ગધેડાને લાતો મારે, એમ મેં ઉર્વશીની લાતો (હૂંકારા) ખાધી;' એમ રાજા બોલ્યો. આ અનુભવ ઘણાને હોય છે. વાંકી મુંછોવાળા પણ, કામી હોવાથી, સ્ત્રીઓના ગુલામ થાય છે. હુંકારા સાંભળે છે.

હવે આગળ સાંભળો,

**किं विद्यया किं तपसा किं, त्यागेन श्रुतेन वा ॥**
**किं विविक्तेन मौनेन, स्त्रीभिर्यस्य मनो हृतम् ॥१२॥**

**स्वार्थस्याकोविदं धि मां, मूर्खं पण्डितमानिनम् ॥**
**योऽहमीश्वरतां प्राप्य, स्त्रीभिर्गोखरवज्जितः ॥१३॥**

**અર્થ—જેનું મન સ્ત્રીઓએ હરિ લીધું હોય; તે પુરૂષને, વિદ્યાથી, તપથી, સંન્યાસથી, એકાંતમાં રહેવાથી; અને મૌન રાખવાથી શું વળે? કાંઈ વળે નહીં. [૧૨]. સ્વાર્થને નહીં જાણનાર, મૂર્ખ, અને પંડિતપણાનું મિથ્યાભિમાન ધરાવનાર, હું કે જે, ચક્રવર્તીપણાને પામીને, બળદ અને ગધેડાની પેઠે, સ્ત્રીયોથી જીતાઈ ગયો; તેને ધિક્કાર છે. [૧૩].**

૧૨-૧૩ વિવેચન—

આનું વિવેચન શું કરીએ? આનું વિવેચન કરતાં વિદ્વાનો લાજે; સંત લાજે. આ તો વીતી હોય; તે જાણે. સૌભરીએ જુમનાના જળમાં, મત્સ્યનો સંગ માત્ર જોયો. મતિ ફરી. 'બસ! મારે પણ બાઈડી જોઈએ.' પણ કન્યા કયાં છે? એમ ધ્યાનમાં જોતાં, માન્ધાતા રાજાને ત્યાં, કન્યાઓના ઢગલા દેખ્યા. આવ્યા માન્ધાતા રાજા પાસે. પરણ-

---

૧૨ પદચ્છેદ—**यस्य मनः स्त्रीभिः हृतम्**-જેનું મન સ્ત્રિઓથી હરાઈ ગયું છે-તેમને. **विद्यया किं?**-વિદ્યાથી શું લાભ છે? **तपसा किं? त्यागेन श्रुतेन वा किं**-તપથી શું? ત્યાગથી અને શ્રવણથી શું? **विविक्तेन मौनेन किं?**-એકાંત સેવનથી, અને મૌન રાખવાથી શું?

૧૩ પદચ્છેદ—**स्वार्थस्य अकोविदं इति मां**-સ્વાર્થ નહીં જાણનાર એવા મને. **धिक्**-ધિક્કાર છે. [**आत्मानं पंडितं मन्यते इति पंडितमानी तं**] **मूर्खं पंडितमानिनं इति मां धिक्**-હું મૂર્ખ છતાં મને પંડિત માની બેઠો છઉં; એવા મને ધિક્કાર છે. **यः अहं ईश्वरतां प्राप्य**-હું કે જે ચક્રવર્તીપણાને પામ્યો છઉં-તે. **गौश्च खरश्च गोखरौ गोखराभ्यां इव इति, गोखरवत्**-બળદ અને ગધેડાની પેઠે. **स्त्रीभिः जितः**-સ્ત્રિયોથી જીતાએલો છઉં.

વાનો વિચાર જણાવ્યો. રાજા બોલ્યો–'કૃપાનાથ! અમારી કન્યાઓ, સ્વયંવરથી વરે. કન્યાઓ આપને પસંદ કરે; તો મારી ના નથી.' ઋષિએ તપના બળથી ઘડપણને ફેંકી દીધું. ફાંકડા જુવાન ઋષિ બન્યા. પચાસે કન્યા પરણ્યા. પાંચ દસ વરસે, પસ્તાવાનો પાર ન રહ્યો. વિચારસાગરના પાંચમા તરંગમાં 'ભર્છું' નામનો દિવાન, બોલે છે કે—

ચોપાઈ—અહો! મૂઢ કો, મમ સમ જગમેં? છઉં લંપટ અબલઅ મેં ભગમેં!
ગીલો મલીન મૂત્રતેં નિશદિન, સ્રવત માંસમય રૂધિર જુ ક્ષત વિન. [૭૫]

અર્થ—આહ્! મારા જેવો આ સંસારમાં, મૂર્ખ કોણ? કે હું સ્ત્રીમાં લંપટ બન્યો. સ્ત્રીનું ભગ (મૂત્રદ્વાર), કે જે કેવળ મલીન, માંસ અને ચામડું લપેટેલું; અને જેમાંથી ક્ષત વિના રૂધિર સ્રવે છે; તેમાં હું મોહી રહ્યો. ૭૫.

ચોપાઈ—કામિની હૈ જો સુરૂપ સુબાની, સો કુરૂપતેં હૈ દુઃખદાની
ચમક ચામકી પિયહિં પિયારી, અર્થ–ધર્મ–નશિ મોક્ષ બિગારી [૫૬]
મીઠે બૈન ઝહેરયુત લડવા, ખાય ગમાય બુદ્ધિ વ્હૈ ભડવા;
ઓર કછુ સ્વપ્નેહુ નહિં દેખૈ, કામ અંધ એક કામિનિ લેખે. [૫૭]

અર્થ—જે સ્ત્રી સારા રૂપવાળી, અને મીઠું બોલનારી હોય; તે કરૂપસ્ત્રી કરતાં, વધારે દુઃખ આપે છે. ચામડીની સૌન્દર્યતાને લીધે, પતિને સ્ત્રી વ્હાલી લાગે છે; પણ તેના ફંદમાં, પતિની લોલુપતા વધી પડે છે. પતિનાં તન મન ધન અને ધર્મ, આ ફંદમાં ઘસાઇ જાય છે; અને મોક્ષ એવું કોઈ ધ્યેય રહી શકતું નથી. [૫૬–૫૭]

ચોપાઈ—પાયસ પાન મીઠાઈ મેવા, દેવ ભક્તિતેં તિય નિજ દેવા;
નેહનાથ નાથ્યો નહિં છૂટે, તિયકૃસાન પિય બૈલહી કૂટે. [૫૯]

અર્થ—સ્ત્રીરૂપી પોતાના દેવને, પતિરૂપી ભક્ત, દુધપાક, પીવાના પદાર્થો, મીઠાઈ, મેવા, વિગેરે આપે છે. સ્ત્રીરૂપી ખેડુત, પતિરૂપી બળદને, સ્નેહના દોરડાથી બાંધીને, પોતાને વશ રાખે છે. આ નરપશુને સ્ત્રી, ઘડી પણ છોડતી નથી.

ચોપાઈ—જ્યૂં સુવા પિંજરમેં બંધુવા, સિખ્યો બોલતા શુદ્ધ અશુદ્ધ વા!
તૈસે જો કછુ નારિ સિખાવત, સો ગુરૂ પિતુ માતહિ સુનાવત.

અર્થ—પાંજરામાં પુરેલા પોપટને, પોપટનો ધણી, જેવું શીખવે; તેવું પોપટ બોલે. તેમ સ્ત્રીના મોહરૂપી પાંજરામાં પુરાએલા પુરૂષને, તેના ધણીરૂપી સ્ત્રી, જેવું શીખવે; તેવું તે પોપટ–પુરૂષ, પોતાનાં માતાપિતાને, તથા ગુરૂને સંભળાવે. [૬૦]

વિગેરે વિગેરે—કહેવાનો હેતુ એ છે કે–સ્ત્રીરૂપી મહામોહ, અથવા મહારોગ, જ્યારે પુરૂષને થાય છે; ત્યારે પોતાને મોટો કરનારા માબાપના, અનેક ઉપકારને વીસરીને, દેવાળીયો બની જાય છે. આ દેવાળીયો જગતને સૂચવે કે–'પાળી પોષીને મોટા કીધા, તે દુષ્ટોએ દગા જ દીધા.' ભયંકર અપરાધી બને છે. પોતાની પાયમાલીને, પોતે દેખતો નથી.

પુરૂરવા રાજા આગળ બોલે છે—

**सेवतो वर्षपूगान्मे, उर्वश्या अधरासवम् ॥**
**न तृप्यत्यात्मभूः कामो, वह्निराहुतिभिर्यथा ॥१४॥**

૧૪ પદચ્છેદ—**उर्वश्याः अधरस्य आसवम्**–ઉર્વશીના અધરામૃતનું. **सेवतः मे**–

**અર્થ—ઘણાં ઘણાં વરસો સુધી, ઉર્વશીના અધરાઅમૃતનું સેવન, હું કર્યા કરૂં છઉં; તો પણ-અગ્નિ જેમ આહુતિઓથી તૃપ્ત ન થાય; તેમ મારા ચિત્તમાં પ્રગટેલો કામદેવ, તૃપ્ત થતો નથી. [૧૪]**

૧૪ વિવેચન—

જેમ ઘીની આહુતિઓથી, અગ્નિ બુઝાતો નથી; પણ ભડકે વધે છે; તેમ તેમ વિષય સુખ ભોગવે જવાથી, વિષય સુખની તૃપ્તિ થતી નથી. વિષયસુખની ભુખ, વધે જ જાય છે. કેટલાએકની માન્યતા એવી હોય છે કે-'વિષયસુખ ધરાઈ ધરાઈને ભોગવી લઈએ; તો તૃપ્તિ થાય.' પણ આ તૃપ્તિ, ક્ષયરોગ અથવા એવા બીજા ભયંકર રોગરૂપે, અનુભવવી પડે છે. અગ્નિ ઉપર, જોઈએ તે કરતાં, ઘીનો ધોધ વધારે પડતો હોય; તો અગ્નિ ભભકવાને બદલે, ઓલવાઈ જાય છે. તે પ્રમાણે વધારે પડતાં, વિષયસુખ ભોગવવા જતાં, પુરૂષ ત્વરાથી મરી જાય છે. આવક કરતાં વધારે ખર્ચ કરે; તે દેણદાર થાય. તેમ વીર્યની આવક કરતાં, વીર્ય વધારે વાપરી નાંખે; તેના હાડકાં ઘસાઇ જાય; માંસ સુકાઇ જાય. ક્ષયરોગ જેવા રોગથી પીડાઇને, થોડા દિવસમાં મરી જાય. વીર્ય એજ પુરૂષનું તેજ છે. તેજની હાનિ થતાં પુરૂષ ઝાંખો પડે; અને મરી પણ જાય. શંતનુ રાજાના વિચિત્રવીર્ય નામના લાડકા પુત્રને, ભીષ્મપિતાએ, કાશીરાજાની અંબિકા અને અંબાલિકા નામની બે કન્યાઓ પરણાવી હતી. તે બે સુંદરીઓના સૌન્દર્યમાં, લલચાએલો વિચિત્રવીર્ય, ક્ષયરોગના ભયંકર દરદથી પીડાઈને અપુત્ર મરણ પામ્યો. આવા પામરો તો, ગામડે ગામડે છે. ઘરે ઘરે છે. ભતૃહરિ બોલે છે કે— [શૃંગારશતક.]

વસંતતિલકાવૃત્તમ્

**विस्तारितं मकरकेतन-धीवरेण ।**
**स्त्रीसंज्ञितं बडिशमत्र भवांबुराशौ ॥**
**तेनाचिरात् तदधरामिष-लोलमर्त्य-**
**मत्स्यान् विकृष्य स, पच-त्यनुरागवह्नौ ॥ ६० ॥**

**અર્થ**—માછલાં પકડવા બનાવેલી દોરીને છેડે, લોઢાનો કાંટો બાંધેલો હોય છે. તે કાંટામાં લોટની ગોળી ભરાવેલી હોય છે. આ કાંટાવાળી દોરી મચ્છીમારો, સમુદ્રમાં ફેંકીને માછલાં પકડે છે. આ કાંટાનું નામ 'બડિશ' છે. માંછલાં પકડવા, મચ્છીમાર, બડિશને સમુદ્રમાં ફેંકે છે; તેમ કામદેવ માછલાં જેવાં પામર પુરૂષોને પકડવા, સ્ત્રીઓને સંસારમાં ફેંકે છે. માછલાંને લલચાવવા, બડિશમાં ગોળી રાખે છે; તેમ પુરૂષરૂપી માછલાંને લલચાવવા, સ્ત્રીના શરીરમાં અધરરૂપી માંસ છે. (૬૦)

આ તો અનુભવના ઉભરા ! પણ જેને કેફ ચડયો હોય; તે પોતાને નાગો દેખતો નથી. બસ ! હું ડાહ્યો; એવા આડંબરમાં, કેફી માણસ રાચતો હોય છે. સ્ત્રીના મોહથી થતા નુકશાનનો હિસાબ કાઢે; તો સમજાય.

---

સેવતો એવો હું-તેના. **वर्षपूगान्**-ઘણાં ઘણાં વરસો સુધી. **आत्मभूः इति कामः न तृप्यति**-મારા હૃદયમાં ઉત્પન્ન થએલો કામદેવ તૃપ્ત થતો નથી. **यथा आहुतिभिः वह्निः न तृप्यति**-જેમ આહુતિઓથી અગ્નિ તૃપ્ત થતો નથી.

શ્રીમદ્વલ્લભાચાર્યે 'શ્રી સન્યાસ નિર્ણય' નામના ગ્રન્થમાં બોલ્યા છે કે—**વિષયાક્રાંતદેહીનામ્ નાવેશઃ સર્વથા હરેઃ** ॥૬॥ વિષયથી ઘેરાએલાં પ્રાણીઓને, શ્રીહરિનો આવેશ—ઉભરો—પ્રેમ થતો નથી.'

શ્રીસ્વામીનારાયણે ગઢડાના છેલ્લા પ્રકરણના, ૧૪મા વચનામૃતમાં, જે કહ્યું છે; તે સાંભળો. મુક્તાનંદ સ્વામી પૂછે છે કે—'હે કૃપાનાથ ! જગતમાં પરમાત્માથી વધારે ઉત્તમ કાંઈ નથી; તોપણ જીવને પરમાત્મામાં, દૃઢ પ્રીતિ થતી નથી; તેનું કારણ શું ?' તેના જવાબમાં કૃપાનાથ બોલ્યા હતા કે—જે જીવને પ્રભુમાં પ્રીતિ થતી નથી; તેને વિવેક નથી. જો વિવેક હોય; તો તેને ખાત્રી થાય કે—મારે બ્રહ્મચર્ય વ્રત છે; છતાં સ્ત્રીના સુખની તૃષ્ણા, મારા હૃદયમાંથી, મટતી નથી; તે ઘણુંજ ખોટું છે. વળી સ્ત્રીનું સુખ તો, ચોરાસી લાખ અવતારોમાં, જ્યાં જ્યાં જન્મ ધર્યો હતા; ત્યાં ત્યાં હાજર હતું. અને તે પણ મનુષ્ય દેહથી અધિક પ્રાપ્ત હતું. કારણકે એક બકરો થાય; તે હજાર બકરીઓને ભોગવતો હોય છે; એક આખલો હોય; તે ગાયોના ધણને ભોગવતો હોય છે. એક પાડો હોય; તે ભેંશોના ટોળાને ભોગવતો હોય છે. એક બુઢીયો વાંદરો, અનેક વાંદરીઓ સાથે રમતો હોય છે. આ બાબતમાં ભગવાનની કૃપાનું, કાંઈ કારણ નથી. દેવોના પૂજનનું, અને કોઇ અમુક મંત્રોના જાપનું પણ, કાંઈ કારણ નથી. સ્ત્રીપુરૂષો કર્માનુસાર મળે છે; અને વિખુટાં પડે છે. અને હજી જો તે ભગવાન નહીં ભજે; તો અનેક અવતારોમાં આથડવાનુંજ છે. જે જે અવતારોમાં જશે; ત્યાં સ્ત્રીઓ પ્રાપ્ત થશેજ. પુણ્યો કરીને ઇંદ્ર બનશે; તો ત્યાં અપ્સરાઓ મળશે. રાજા થશે; તો રાણીઓ મળશે. આવા અનેક અવતારો, પુર્વે ભોગવ્યા છે; ત્યાં પણ સ્ત્રીના સુખની સગવડ હતી. સ્ત્રીના સુખમાં ટેવાઈ ગએલો જીવ, સ્ત્રીના સુખને, દુર્લભ માને છે. આ પાપે, તે જીવને, ભગવાનમાં પ્રીતિ થતી નથી. અમે નાના હતા; ત્યારે એક વખત અયોધ્યાના એક શિવમંદિરમાં, અમે સુતા હતા. ત્યાં એક કાયસ્થ શિવનું પૂજન કરવા માટે નિત્ય આવતો હતો. તે શિવનું પુજન કરીને, શિવ પાસે માગતો હતો કે—"હે સદાશિવ ! મને કોઇ દિવસ, મનુષ્યનો અવતાર દેશો મા. તે એટલા માટે કે—મનુષ્ય દેહમાં તો, ત્રાંબુ ખાઇ ખાઇને હું મરી ગયો; પણ મેં સ્ત્રીનું સુખ, સારી રીતે ભોગવ્યું નથી ! માટે હે સદાશિવ ! મને તો જન્મો જન્મ [1]લંબકરણનોજ અવતાર આપજો; કે ત્યાં, લાજ મર્યાદા મુકીને, ગધેડીઓ સાથે, ધરાઇ ધરાઇને, વિષયસુખ ભોગવું. વિગેરે વિગેરે—"

આ તો મોટા પુરૂષના બોલ છે. બે વખત વાંચીને, વિચારો કે—પુરૂરવાનું દુઃખ વ્યાજબી છે કે નહીં. શ્રીકૃષ્ણ જેવા મહા પુરૂષ, જે કહી રહ્યા છે; તે જાણવાની જરૂર છે કે નહીં. હવે આગળ સાંભળો—

**पुंश्चल्याऽपहृतं चित्तं, कोऽन्वन्यो मोचितुं प्रभुः ॥**
**आत्मारामेश्वरमृते, भगवन्तमधोक्षजम् ॥ १५ ॥**

---

૧૫ પદચ્છેદ—**पुंचल्या अपहृतं चित्तं**—છીનાળ સ્ત્રીથી હરાયેલા ચિત્તને. **आत्मारामानां ईश्वरं भगवतं अधोक्षजं ऋते**—આત્મારામ પુરૂષોના ઈશ્વર, અને ઇંદ્રિયોથી અગમ્ય એવા એક ભગવાન વિના. **कः अनु अन्यः**—બીજો કોણ. **मोचितुं प्रभुः**—મુક્ત કરવાને સમર્થ છે ?

[1] ગધેડો.

**અર્થ—છીનાળ સ્ત્રીએ હરેલા ચિત્તને, આત્મારામ પુરૂષોના ઈશ્વર, અને ઈંદ્રિયોથી અગમ્ય, એક ભગવાન વિના, બીજો કોણ છૂટું કરવાને સમર્થ થાય ? મેં કર્મોથી દેવતાઓનું પૂજન કરીને, વિષયસુખ માગ્યાં; પણ આ વિષયસુખ તો, મને દુઃખરૂપ થઇ પડયાં. માટે હવે દેવતાઓનાં પૂજન તજીને, પરમેશ્વરનુંજ ભજન કરીશ. (૧૫)**

૧૫ વિવેચન—

દેવોને ભજવાથી, દેવો સંસારનાં સુખ, અથવા સ્વર્ગનાં સુખ આપે છે. અપ્સરાઓ મળે છે. પણ તે સુખ, મોહથી એટલાં બધાં ભરેલાં છે કે-જીવ તેમાં ભટકાઇ મરે છે. પુરૂરવાએ પૂર્વે દેવોને ભજ્યા છે; તેથી રાજ મળ્યું; અને અપ્સરા ઉર્વશી મળી. આ સુખથી તે હવે કંટાળ્યો છે.

સ્ત્રીના મોહનો મહિમા, એટલો બધો ભયંકર છે કે-તેમાંથી છુટવા માટે, શ્રી હરિના શરણ વિના, બીજો કોઈ ઉપાય નથી. ઝુડથી પકડાએલા ગજેંદ્રે જોયું-કે-હવે કોઇ ઉપાય નથી; ત્યારે તે શ્રીહરિને શરણે ગયો. કૌરવ સભામાં ગભરાએલી દ્રૌપદીએ જોયું કે-'મારી સહાય કરનાર, અહીં કોઇ નથી.' ત્યારે તેણીએ શ્રીકૃષ્ણને પોકાર્યા. ગીતામાં ગોવિંદે **अपि चेत्सुदुराचारो** વિગેરે શબ્દોથી, કબુલાત આપી છે કે 'તું ગમે એવો પાપી હો; તો પણ મારે શરણે આવ ! તારો ઉદ્ધાર કરીશ'.

પુરૂરવા રાજા આગળ બોલે છે—

**बोधितस्यापि देव्या मे, सूक्तवाक्येन दुर्मतेः ॥**
**मनोगतो महामोहो, नापयात्यजितात्मनः ॥ १६ ॥**

**અર્થ—ઇશ્વરની કૃપા વિના, બીજાઓના ઉપદેશથી, આ મોહ મટતોજ નથી. કારણકે હું કે જે, દુર્મતિ અને અજીતેંદ્રિય છઉં; તેને ઉર્વશીએ, (કરૂક્ષેત્રમાં) યથાર્થ વચનોથી, સમજાવ્યો હતો. તોપણ મારા મનમાં થએલો મોટો મોહ, મટયોજ નહોતો. (૧૬)**

૧૬ વિવેચન—

ઉર્વશીનાં યથાર્થ વાકયો શું હતાં ?-તે સાંભળો-જુઓ નવમસ્કંધ અ. ૧૪ મો. મહેલમાંથી ઉર્વશી નાસી ગયા પછી, પુરૂરવા રાજા ગાંડાની માફક પૃથ્વી ઉપર ભટકવા લાગ્યો. પછી એક વખત પુરૂરવાએ, ઉર્વશીને કુરૂક્ષેત્રમાં દેખી. ત્યારે પુરૂરવા બોલ્યો કે-'હે સ્ત્રી ! ઉભી રહે ! ઉભી રહે ! હજી પણ મને શાંત કર્યા વિના, તું મારો ત્યાગ કરીશ; તો હું હવે આપઘાત કરીને મરી જઇશ. પછી આ શરીરને, વરૂઓ અને ગીધડાં ખાઇ જશે.'

---

૧૬ પદચ્છેદ—**सूक्तवाक्येन**-યથાર્થ વાકયોથી. **देव्या**-ઉર્વશીથી **बोधितस्य अपि**-મને બોધ થયો હતો તો પણ. **मे दुर्मतेः अजितात्मनः**-હું કે જે મૂર્ખ છઉં તથા અજીતેંદ્રિય છઉં તેના. **मनोगतः महामोहः**-મનમાં પેઠેલો મહા મોહ. **न अपयाति**-જતો નથી-નાશ પામતો નથી

ઉર્વશીએ જવાબ આપ્યો કે–'તમે મરશો નહીં. તમે ધીરજ રાખો ! કાં તમે ઇંદ્રિયોને આધીન રહો છો ? મારા જેવી સ્ત્રીઓ, અપ્સરાઓ, કોઈની મિત્ર થતી નથી. કારણકે વરૂઓનું હૃદય જેવું ક્રૂર હોય છે; એવું અમારૂં હૃદય ક્રૂર હોય છે. વિગેરે વિગેરે.'

લંપટ પુરૂષ, આવા ઠપકા, રાજી ખુશીથી સાંભળે છે; ત્યાં સુધી તે લંપટ મટતો નથી.

દૃષ્ટાંત—નવલશા નામને બુધવારે, એક ઉપર બીજી સ્ત્રી લાવ્યા. જુની સ્ત્રીએ વિચાર કર્યો કે–'એમ પણ હોય. ભાગ્યાના ભેરૂ ભગવાન છે. ભગવાન ભજવાનો માર્ગ, હવે મોકળો થયો. ધીંગાણું કરીને પીયર જવામાં મજા નથી. માત્ર હે પ્રભુ! મને કામ કરવાનું બળ દેજો; અને ખાટાં ખારાં વચન, સહી લેવાની શક્તિ આપજો.' નવી લાવ્યા તેનો દ્વેષ છોડી દઇને, ઉદાર દિલથી જુની સ્ત્રી, ઘરનાં કામકાજ કરવા લાગી. કામ કર્યાં તેણે કામણ કર્યાં. નવી સમજી કે–'દાસી સારી મળી.' જુની સમજી કે 'એમાંજ મજા છે.' જુનીએ એટલો બધો વિશ્વાસ પ્રાપ્ત કર્યો કે-ઘરનું જર જોખમ પણ, જુની સાચવે. નવલો વર, અને નવલી વહુ તો, મોજમજા કરે. ધન ધણીનું–માનીતી માગે છે; તો પછી શા માટે પેટ કુટવું ? શા માટે કજીયો વોરવો ? એવા ઉદાર વિચારથી, નવીને જે કાંઈ જોઇએ; તે જુની સ્ત્રી, લાવી આપતી હતી. વ્યવહારનાં કામકાજ, જુનીને પૂછીને, નવલશા કરતા હતા. એક વખત ભાણીનાં લગ્ન આવ્યાં. શું કરવું ? કેમ ઠીક દેખાય ? તેની ભાંજગડ કરવા, નવલશા જુની પાસે બેઠા હતા. જુની પાસે ઘણો વખત થઇ ગયો; તેથી નવીનો મીજાજ ગયો. નવીએ, રીસમાં અને રીસમાં, એમ કહી દીધું કે–'એક મા ઘરમાં બેઠી હતી; તો બીજીને કાં લાવ્યા ?' આ સાંભળીને, નવલશા અને જુની સ્ત્રી, ઠંડાગાર થઇ ગયાં. નવલશાહે વિચાર કર્યો કે-આહ્! ખમાખમા કરીએ છઇએ; છતાં આવાં વેણુ ? બોલવાનું કાંઇ ભાનજ નહીં.' તોપણુ ગમ ખાઇને શેઠ કાંઈ બોલ્યા નહીં ! નવીએ ફરી પડકાર કર્યો ? 'કાં જવાબ દેતા નથી ?' નવલશાએ જવાબ દીધો કે–'એક મા ઘરમાં હતી; અને તને પણ, મા કરવા, ઘરમાં લાવ્યો છઊં. હે મા ! તારો શું હુકમ છે ? બસ ! હવે તમે બેઉ, મારી મા ! અને હું તમારો દિકરો.' આ સાંભળીને, બે સ્ત્રીઓ ઠંડીગાર થઈ ગઈ. શેઠને ઘણા મનાવ્યા; પણ શેઠ એકના બે ન થયા. ઘેર જમે ખરા, પણ રાત્રે મંદિરે જઇને સુવે. શેઠ ઘરમાં આવે; ત્યારે બેઉને 'મા' કહીને બોલાવે! સંસાર એટલો બધો શુષ્ક થઇ ગયો કે–જાણે સાધુનો મઠ ! જે થનગન નાચતી હતી–તે નવી, મોટી બ્હેન પાસે, લાચાર થઇ ગઇ. આ પ્રમાણે લગભગ બે વરસ ચાલ્યું. ત્યાં કોઇ સંત પધાર્યા. કથા વાર્તા ચાલી. નવી જુનીએ સંત પાસે, પોતાની રાવ કરી. સંતે કહ્યું કે 'દેશ ડાહ્યા દલપતરામ બોલ્યા છે કે–'વિચારીને વીર ઉચ્ચાર વાણી !' બોલતાં આવડતું નથી; તેને સંસાર શું ? પતિ શું ? ઘર શું ? અને સુખ શું ? બધું ધૂળધાણી ! તમને ધણીયાણી થવું ગમે છે; પણ ધણી સાથે કેમ બોલવું; તે આવડતું નથી. તો તેનાં ફળ, માઠાંજ હોય ! હે બ્હેનો ! સંસારદષ્ટિએ આ ફળ માઠાં છે. આત્મિકદષ્ટિએ આ ફળ મીઠાં છે. કારણકે બ્રાહ્મણ જ્યારે સન્યાસ લે છે; ત્યારે ચોથે દહાડે, નવાણમાં (કાંઠે વસ્ત્ર મુકી દઇને) નગ્ન નહાવા પડે છે. કાંઠા ઉપર ગુરૂ, સ્ત્રી અને પુત્રાદિ ઊભાં રહે છે. નાહીને નાગા નાગા બહાર આવે છે; ત્યારે સાત ડગલાં ચાલીને, સ્ત્રી પાસે જાય છે. સ્ત્રી હાથમાં કૌપીન (લંગોટી) લઇને, ઉભાં હોય છે. સ્ત્રી પાસે જઇને, સન્યાસ લેનાર,

પોતાની સ્ત્રીને કહે છે કે-'હે મૈયા! મારી લજ્જા ઢાંકો!' તે સાંભળીને સ્ત્રી પોતાના બાળકને જેમ લંગોટી પહેરાવે; તેમ પતિને લંગોટી પહેરાવે છે. જેને પૂર્વે તે પ્રિયા કહીને, બોલાવતો હતો; તે પ્યારીને અત્યારે, 'મૈયા' કહીને બોલાવે છે. તાત્પર્ય-આ લ્હાવો, ભાગ્યશાળી સ્ત્રીયોનેજ મળે છે. બધી બ્રાહ્મણ સ્ત્રીઓને, આ લાભ મળતો નથી. હે નવી બ્હેન! નવલશાહે તારા કવેણે વિંધાઇને, તને 'મા' કહી છે. અંધારે ગોળ ખાધો છે. પણ તે ગોળ છે; ખોળ નથી. વિષયસુખ માટે પાછળ લાગેલા કુતરાને, કુતરી બચકા ભરી જાય છે. પણ તે કુતરો પાછો વળતો નથી. વિષયસુખ માટે પાછળ લાગેલા ગધેડાને, ગધેડી લાતો મારે છે; પણ ગધેડો પાછો હઠતો નથી; તેમ આ સંસારમાં વિષયસુખ માટે, સ્ત્રીઓની પાછળ લાગેલા અનેક પુરૂષો, સ્ત્રીઓનાં કવેણરૂપી, અનેક લાતો ખાય છે; પણ પાછા વળતા નથી. ચેતતા નથી; તે મનુષ્યરૂપે કુતરા ગધેડા છે. તમારો નવલશા, માણસ છે. તમારા એકજ કવેણરૂપી ઇસારાથી, તે ચેતી ગયો. ધોળે લુગડે સન્યાસી બની ગયો છે. બસ! હવે તમે બેઉ બ્હેનો, તમારાં અહોભાગ્ય માનીને, શ્રીહરિને શરણે રહો. માનવતાને સફળ કરો. બે પાંચ દિકરાની મા થવા બદલે, લાખોની મા થાઓ. તપશ્ચર્યા કરો; અને વિષયવાસનાને બાળીને ભસ્મ કરી નાંખો! ધન્યધાન્ય ઘરમાં ઘણાં ભર્યાં છે; તે જ્યાં જોઇએ ત્યાં, ઉદાર દિલથી આપતાજ રહો! વાવી નાંખો! વિગેરે વિગેરે!

મહામોહ—સ્ત્રીનો મોહ ભયંકર છે; તોપણ વિવેક બળવાન થાય છે; ત્યારે આ મહામોહને નાસવું પડે છે. વિવેક બળવાન કરવાને, વિચાર આપનાર જોઇએ. સારૂં વાંચન અને સારૂં શ્રવણ, આપણને વિચાર આપે છે. સડેલા વિચારોને ખસેડીને, જીવનમાં નવા વિચારોને સ્થાપે છે. સારા વાંચનની અને સારા શ્રવણની, જેમને પરવા નથી; તેમને માણસ કહેવાં; કે નહીં; તે વિચારવા જેવું છે. ઘણો વિચાર કરતાં, એમ સિદ્ધ થાય છે કે-માત્ર અહાર, નિદ્રા, ભય મૈથુન કરનારા માણસ નથી. માત્ર બે પાંચ દિકરાના બાપ થયા; અને પાંચ પચીસ કરોડ કમાયા; તે માણસ નથી. જે સ્ત્રી પુરૂષને, સારૂં શ્રવણ અને સારૂં વાંચન અવશ્ય જોઇએ; ચાલેજ નહીં; તે ભલેને ઝુંપડીમાં રહેતા હોય; કોદરા ખાતા હોય; પહેરવા સારાં વસ્ત્ર નહોય; પણ તે માણસ છે. કારણ કે સારા શ્રવણ અને સારા વાંચનદ્વારા, સારા વિચારોને તે નોતરે છે. સારા વિચારો દ્વારા, વિવેકને પ્રગટાવે છે. જ્યાં સૂર્ય પ્રગટે; ત્યાં અંધારૂં નહોય; તેમ જ્યાં વિવેક પ્રગટે; ત્યાં મોહને ઉભા રહેવાની તલપૂર જગ્યા નથી મલીન વિચારોથી પ્રગટેલા, કામ ક્રોધ મોહ વિગેરે, જ્યારે બળવાન હોય છે; ત્યારે તે સેના, વિવેકને તોડી ફોડીને ફેંકી દે છે. સદ્‌વિચારો વિના, મલીન વિચારોને મારી નાંખનાર કોઇ નથી. સદ્‌વિચારોનું મૂળ, સારૂં શ્રવણ અને સારૂં વાંચન છે.

**ભયંકર દેશકાળ અને ભાગવત**—દીલ્હી દરવાજા બહાર, ખોલેલા નવા સત્સંગ મંડળમાં, આ પુરૂષોત્તમ માસમાં, સવારમાં હમેશાં ૭-૩૦ થી ૯-૩૦ ભાગવત ઉપર વ્યાખ્યાન કરવામાં આવ્યું હતું. ભાગવત એટલે સદ્‌વિચારોની ખાણ! કલ્યાણના ફુવારા! ઠેકઠેકાણે ભગવાનની સ્તુતિ; તેમાં ઉત્તમ પ્રકારે થએલું બ્રહ્મનું નિરૂપણ. ઠેક ઠેકાણે ભક્તોની કથા, તેમાં સરલતા, નમ્રતા, અને દ્રઢતાથી રંગાએલી ભક્તિની ભભક! ભાગવતનું મહાત્મ્ય તો ખતમ! સ્કંધ પહેલો, બીજો, પાંચમો અને એકાદશ, તો જાણે, ત્યાં હું બેસીજ રહું. દશમસ્કંધ રંગની રેલ, અને આનંદની હેલી! આવી વાતો આપની પાસે ન

કરાય ! કારણકે આપ તો એટલુંજ સમજ્યા છો કે-'ભાગવત એટલે પુરાણ ! ભાગવત એટલે, બ્રાહ્મણને રળી ખાવાની કથા.' એવા પામરોને પામરપણુંજ દેખાય. અમે ધન રળવા નથી નીકળ્યા; ધર્મ રળવા નીકળ્યા છીએ. અમે બ્રાહ્મણના બાળક છીએ. અમારૂં કર્તવ્ય કરવા નીકળ્યા છીએ. ધનવાન અમને મળતા નથી. ધનવાન, ધનનો મદ મુકે; ત્યારેજ અમારે ત્યાં આવી શકે છે. આતો ગરીબોનો મેળો ! પરવાવાળાનો સંઘ ! સમાજની વચ્ચે બેસીને, ભાવ વેરવા બેઠા છીએ. શાંતિ લેવા, અને શાંતિના દાન આપવા બેઠા છીએ. હરખને હુલામણે, હરિ ભજવા; અને ભજાવવા બેઠા છીએ. આપ ધનવાન હો; અને પારાયણમાં, પચીસ પચાસ હજાર વાપરી નાંખો. પણ આ મજા ત્યાં ન હોય ! આતો હૃદયના ઉભરા ! બે પરવાએ બેઠેલો બ્રાહ્મણ બોલે ! વળી મુમુક્ષુ બ્રાહ્મણ ! સંતમહાત્માઓની ચાંખડીએ ચડેલો નહીં. Bare headed–Bare footed. ઉઘાડે માથે-ઉઘાડે પગે.

વંદન કરૂં વિઠ્ઠલને કે-તે મને આવી સુંદર તક આપે છે. જમું અને જમાડું. વૈશાક વદી અમાસે, પવિત્ર બ્રાહ્મણને બોલાવીને, આખા મંડળ સાથે, દધીચીના ઘાટ ઉપર, સાબરમતીના પ્રવાહમાં બેસીને, દસવિધિ સ્નાન કર્યું હતું. પછી સ્થાનમાં આવીને, ધામ ધુમથી, વિષ્ણુ પૂજન કર્યું. હોમ કર્યો. શ્રવણ દીક્ષાના નિયમો લીધા; અને લેવરાવ્યા. વ્રતધારી શ્રોતા વક્તાનો સંઘ જામ્યો. સત્સંગમંડળો આત્માની રમતગમતનાં સ્થાન છે. જીવનની બગડેલી બાજી, સુધારવાનાં સ્થળ છે. જીવનસૌંદર્યના શણગાર, ત્યાં સહેજમાં મળે છે. આજ પુરૂષોત્તમ માસની વદી ૮ છે. આ આનંદમાં આપને સૌને, ઘણા ઘણા હેતથી જયશ્રીકૃષ્ણ લખું છઉં. જ્યાં બેઠા હો ત્યાં સ્વિકારજો.

ભયંકર નુકસાન-સનાતન ધર્મમાં, અથવા હિંદુ ધર્મમાં, શ્રીમદ્ભાગવત એક અમોલો ગ્રન્થ છે; અમોલું ધર્મશાસ્ત્ર છે. પણ તેને પુરાણ સમજીને, ઘણા ડાહ્યા વિદ્વાન્ સ્ત્રીપુરૂષો, તે વાંચતા પણ નથી. તેનું રહસ્ય સમજવા, પ્રયત્ન પણ કરતા નથી. આપણા દિકરા કે ભાઇ, થોડું ઘણું અંગ્રેજી ભણીને, રળવા શીખ્યા-કે જાણે દેવના દિકરા ! જાણે મોટા બ્રહ્મવેત્તા ! પણ યાદ રાખવું કે-તે નાસ્તીકના નાસ્તીક છે. રખડી પડેલા છે; અને પશુ કરતાં પણ ભુંડા છે. તો પણ તે આપણા છે; માટે દયાને પાત્ર છે. તેમના કલ્યાણ માટે, આપણે જોખમદાર છીએ; તેથી જ્યારે જ્યારે તક મળે; ત્યારે, જેમ ગાંડા હાથીને માવત રીઝવે; ગાંડા ધણીને; ડાહી વહુ રીઝવે, તેમ તેમને રીઝવીને સન્માર્ગે દોરવા !

જ્યાં જ્યાં પાઠશાળાઓ હોય; ત્યાં ત્યાં, નવી જુની સંસ્કૃતિનું મેળવણ કરીને, શ્રીમદ્ભાગવત, ઉપર ધડધડાત વ્યાખ્યાન કરી શકે; એવા નિસ્પૃહ ચારિત્રવાન બ્રાહ્મણો, ઉભા કરવા જોઇએ. આવા બ્રાહ્મણો પાસે બેસવા, સમાજ તૈયાર છે.

હવે પુરૂરવા ઠેકાણે આવે છે-તે કબુલ કરે છે કે-આ બાબતમાં, ઉર્વશીનો વાંક નથી; પણ મારો પોતાનો વાંક છે-

**किमेतया नोऽपकृतं, रज्ज्वा वा सर्पचेतसः ॥**

**रज्जुस्वरूपाविदुषो, योऽहं यदजितेन्द्रियः ॥१७॥**

---

૧૭ પદચ્છેદ--**किं एतया नः अपकृतं**-ઉર્વશીથી મારૂં બગડયું નથી. **यत् यः अहं अजितेंद्रियः**-બગડવાનું કારણ હું પોતે, અજીતેંદ્રિય છઉં; તે છે. **रज्जुस्वरूपस्य अवि-**

**અર્થ—હું ઉર્વશી ઉપર અપરાધ મેલું, તે વ્યર્થ છે; કારણ કે હું મારા પોતાના અજીતેંદ્રિયપણાથી, દુઃખી થયો છઉં. તેમાં ઉર્વશીનો કાંઇ વાંક નથી. દોરડીના સ્વરૂપને નહીં જાણનારો માણસ, સર્પને દોરડી સમજીને પકડે; તો તેમાં દોરડીનો કાંઇ અપરાધજ નથી. પકડનારનો અપરાધ છે. તેમ આ પણ મારા અજીતેંદ્રિયપણાને લીધે, મારો પોતાનો જ અપરાધ છે. [૧૭]**

૧૭ વિવેચન—

ભજીયાવાળો, અથવા ચેવડાવાળો, આપણા ઘર પાસે થઇને, હંમેશાં નીકળે છે. પણ તે સડેલાં ભજીયાં! સડેલો ચેવડો, આપણે ન લેવો હોય; તો તેના ભાર નથી; કે આપણને આપે. સીનેમાની જાહેરખબરો, ઠેક ઠેકાણે ચોડી હોય છે. છૂટી જાહેરખબરો પણ વહેંચાય છે; પણ આપણે ત્યાં જવું નથી; તો પછી આપણે, તેનો ભય નથી. તેમ સ્ત્રીતત્ત્વ ગમે એવું ભયંકર હોય; પણ પુરૂષ જીતેંદ્રિય હોય; તો તેણે સ્ત્રીથી ડરવાનું નથી. આજ ઉર્વશી, અર્જુનને સ્વર્ગમાં ભેટી હતી. પણ 'હે મારી મા! કાં તમે અહીં આવ્યાં?' એમ અર્જુને કહેતાં, ઉર્વશીના હાવભાવ સંતાઇ ગયા. જીતેંદ્રિય રહેવા માટે, દરેક ધર્મે, કાયદા ઘડયા છે; ધર્મ મર્યાદાઓનું ઉલંઘન કરીને, સ્વચ્છંદે વર્તનારને, રાજસત્તા શિક્ષા કરે છે. સમાજ પણ શિક્ષા કરે છે. કણ્વના આશ્રમમાં શાકુંતલાને દેખીને, દુષ્યંતને મોહ થયો કે તુરત–તેને વિચાર થયો કે 'હું–પુરૂ વંશનો બાળક; કાં ઋષિકન્યા તરફ લલચાઉં? પણ મને અનુમાન થાય છે કે–મારૂં મન તેના તરફ લલચાયું; માટે તે ઋષિ કન્યા, ન હોવી જોઇએ!' તપાસ કરતાં ખાત્રી થઇ કે–'તે ઋષિ કન્યા નથી. વિશ્વામિત્રની કન્યા છે'.

ધર્મ નથી; ધર્મમર્યાદા નથી; માબાપનું ગૌરવ નથી; એવા કીડા જેવા માનવીઓને, જીતેંદ્રિય રહેવાનું કહેવું; તે નકામું છે. એવા અજીતેંદ્રિય પુરૂષોને, ઉપદેશ કરવો, તે પણ તેમને, હતા ત્યાંથી નીચે ફેંકી દેવા જેવું છે. કારણકે તે તેનાં પાપે અવળા હોય છે. સંપૂર્ણ પાયમાલી વિના, તે સમજવાના નથી. પુરૂરવાને કુરૂક્ષેત્રમાં, ઉર્વશીએ કહ્યું હતું કે–'કાં તમે ઈંદ્રિયોને આધીન રહો છો?' આ વાત પુરૂરવાએ માનીજ નહીં. તે તપ કરીને, ઉર્વશીના લોકમાં ગયો. ત્યાં ધરાઇ ધરાઈને, ભોગ ભોગવ્યા પછી, જે ડહાપણ આવ્યું; તે આ શ્લોકમાં પુરૂરવા રજુ કરે છે. સર્પને દોરડી સમજીને પકડનારને, સર્પ કરડે. તે પ્રમાણે સ્ત્રીને સંપૂર્ણ સુખ આપનારી સમજીને, તેમાં લલચાય; તેને દુઃખનાં દર્શન થાય. મા અને બ્હેન પણ સ્ત્રી છે; પણ તેમાં પુરૂષને, વિષયસુખની દૃષ્ટિ નથી. તેથી તે સદા સુખકર છે. જે સ્ત્રીમાં વિષયબુદ્ધિ થાય; તે સ્ત્રીની રગેરગમાં, મોહ દેખાય. ધોબી જેમ મેલાં લુગડાંને, પછાડી પછાડીને ધોઈ નાંખે છે; તેમ આ મોહ, પુરૂષને પછાડી પછાડીને, ધોઇ નાંખે છે. વિચાર કરે; તો સમજાય. કોઇ સંત બ્રાહ્મણને મળે; તો તે બતાવે.

પસ્તાએલો પુરૂરવા રાજા, જેને ઉર્વશીના અંગે અંગમાં, સૌંદર્ય દેખાતું હતું; તે હવે શું દેખે છે; તે સાંભળો—

---

**ज्ञान् तस्य रज्वा किं**-દોરડીના સ્વરૂપને જે જાણતો ન હોય તે, સાપને દોરડી સમજીને પકડે; તો તેમાં દોરડીનો વાંક શો?

**क्वायं मलीमसः कायो, दौर्गन्ध्याद्यात्मकोऽशुचिः ॥**
**क्व गुणाः सौमनस्याद्या, ह्यध्यासोऽविद्यया कृतः ॥१८॥**

**અર્થ**—મલિન, દુર્ગંધાદિકરૂપ અને અપવિત્ર સ્ત્રીનો દેહ ક્યાં! અને તે દેહમાં, સુગંધ અને કોમળતા કેવી? સ્ત્રીના સુગામણા દેહમાં, સુગંધાદિનો ભાવ, કેવળ અજ્ઞાનથીજ થાય છે. (૧૮)

૧૮ વિવેચન—

માનવીનું શરીર ગમે એવું સુંદર હોય, પણ વૈદ્ય ડોકટરની દૃષ્ટિએ, હાડકાં ચામડાં, માંસ, પરૂ અને વિષ્ટાનો કોથળો! કવિજનોએ સ્ત્રીના અંગેઅંગના બહુ વખાણ કર્યાં છે તે સંબંધમાં ભર્તૃહરિ બોલે છે કે—

શાર્દૂલ વિ.

**सत्यत्वे न शशांक एष वदनी-भूतो न चेंदीवर-**
**द्वंद्वे लोचनतां गते न कनकै-रप्यंगयष्टिः कृता ॥**
**किंत्वेवं कविभिः प्रतारितमनास्-तत्त्वं विजानन्नपि ।**
**त्वङ्मांसास्थिमयं वपुर्मृगदृशां, मंदो जनः सेवते ॥९९॥** [શૃંગારશતક]

**અર્થ—યથાર્થ** વિચાર કરતાં, એમજ જણાય છે કે-ચંદ્ર, કોઈ સ્ત્રીનું મુખ થયો નથી. શ્યામ કમળ, સ્ત્રીનાં નેત્ર થયાં નથી. સ્ત્રીનું શરીર, કદી સોનાનું બન્યું નથી. તો પણ 'સ્ત્રીનું મુખ, ચંદ્ર જેવું છે; નેત્ર શ્યામ કમળ જેવાં છે; અને શરીર સોનાનું છે;' એમ કવિજનો બોલ્યા છે; તે મિથ્યા છે. તે વર્ણન પુરૂષોને ભમાવનારૂ છે. ટુંકી બુદ્ધિવાળા જે પુરૂષે, કવિનું કહેવું માન્યું છે; તે ઠગાયો છે. ચામડાથી મઢેલા સ્ત્રીના શરીરમાં, માંસ, હાડકાં, પરૂ, વિષ્ટા વિગેરે ભરેલું છે; એમ તે જાણે છે; છતાં તે શરીરને સુંદર સમજીને, તેને તે સેવે છે. [૯૯]

વિચાર સાગર પંચમ તરંગમાં, દીવાન ભર્હુ બોલે છે કે—

ચોપાઇ—તિયકી જંઘ જઘન્ય સદાહિ, રંભા કરિકર ઉપમિત જાહી।
આર્દ્ર મૂતકો મનુ પતનારો, રૂધિરમાંસ ત્વક્ અસ્થિ પસારો ॥૩૭॥
લગત જો નીક સ્થૂલ નિતંબા, તિનકે મધ્ય મલિન મલબંબા।
તટ તાકે તે અતિ દુર્ગંધા, વ્હે આસક્ત તહાં સો અંધા ॥૩૮॥

**અર્થ**—આહ! સમાજને ભમાવવા, કવિલોક સ્ત્રીની જાંઘને, કેળના સ્થંભની અથવા હાથીની સુંઢની ઉપમા આપે છે; પણ સ્ત્રીની જાંઘ સદા નિંદિત છે કારણ કે તે હાડકાં ચામડાં અને માંસનો મશાલો છે. અને ગંધાતા મૂત્રની ખાળરૂપ છે. [૩૮] ગોળમટોળ જેવા દેખાતા નિતંબ (કુલા) સારા દેખાય છે; પણ તે બે નિતંબની વચ્ચે, ગંધાતું ગુદાદ્વાર છે. અહો આમાં જે આસક્ત થાય; તે અંધ છે. [૩૮]

---

૧૮ પદચ્છેદ—**क्व अयं मलीमसः कायः**-સ્ત્રીનું આ મલીન શરીર ક્યાં? **दुर्गंधेः भावः दौर्गंध्यं, दौर्गंध्यं आदि आत्मा** (સ્વરૂપ) **यस्य सः दौ०**-દુર્ગંધાદિક રૂપ. **अशुचिः**-અપવિત્ર. **सुमनसां भावः सौमनस्यं** (સુગંધ), **सौमनस्यं आद्यं येषु ते इति गुणाः क्व ?**-સુગંધ અને કોમળતા આદિ ગુણો ક્યાં રહ્યા? **अध्यासः**-સારાપણાનો અધ્યાસ (માન્યતા). **अविद्यया हि कृतः**-અજ્ઞાનથીજ થએલો છે.

હવે પુરૂરવા કહે છે કે-સ્ત્રીના દેહ ઉપર, અનેકનો હક્ક છે; છતાં મેં તેને મારો કેમ માન્યો?—

**पित्रोः किं स्वं नु भार्यायाः, स्वामिनोऽग्नेः श्वगृध्रयोः ॥**
**किमात्मनः किं सुहृदा-मिति यो नावसीयते ॥१९॥**

**અર્થ—સ્ત્રીના દેહમાં, મમતા પણ, કલ્પિત છે. કારણ કે સ્રીનો દેહ કોની માલીકીનો છે; તે કહી શકાતું નથી. સ્ત્રીનો દેહ માબાપનો છે; એમ કહીએ; તો ચાલે; કારણ તે દેહને ઉત્પન્ન કરનાર, માબાપ છે. 'દેહ સ્રીનો છે;' એમ કહીએ તો પણ કહેવાય-કારણ કે-સ્રી દેહને ભોગવે છે. 'દેહ સ્વામીનો છે;' એમ કહીએ; તો પણ કહેવાય; કારણકે-સ્વામી તેનું પોષણ કરે છે; અથવા દેહ સ્વામીને આધીન છે. 'દેહ અગ્નિનો છે; એમ કહીએ તો પણ કહેવાય. કારણ કે-દેહની આહુતિ, અગ્નિમાં અપાય છે. 'દેહ કુતરાં અને કાગડાનો છે;' એમ કહીએ; તો પણ કહેવાય; કારણ કે મુવા પછી, તે તેનો ભક્ષ્ય કરે છે. 'દેહ આત્માનો છે;' એમ કહીએ; તો પણ ચાલે. કારણ કે-દેહે કરેલાં શુભ અશુભ કર્મોને, જીવાત્મા ભોગવે છે. 'દેહ મિત્રનો છે;' એમ કહીએ; તો પણ ચાલે; કારણ કે દેહ મિત્રના કામકાજમાં ઉપયોગી થઈ પડે છે. આ પ્રમાણે સ્રીનો દેહ વાસ્તવિક રીતે કોનો છે? તે નિશ્ચય થઈ શકતો નથી. [૧૯]**

૧૯ વિવેચન—

આ ભૂલ અનેક પુરૂષો કરે છે. પતિ કહે છે કે-**'બસ—એ તો માડી વઊ'. જેને** રળતાં, ઘણું કષ્ટ પડે છે; એવાં મોંઘાં નાણાં ખર્ચીને, બાપ ભાઇને પરણાવે છે. પણ ભાઇ પરણ્યા; એટલે-બોલે છે કે-'બસ! એ તો માડી વઊ. એને કોઇ કેશો મા!' આવો મહામોહ પેદા થતાં, પુત્રને ઘરમાં અન્ય કોઈ ગમતું નથી. જાણે સૌ સાફસૂફ થઇ જાય; તો ઠીક! પછી બસ! હું અને મારી અલી, ઘરમાં એકલાં રહીએ!' અથવા પુત્રને પિતાનું ઘર ગમતું નથી; પણ પોતાનું સ્વતંત્ર ઘર ગમે છે; કે જ્યાં-'બસ! હું અને મારી અલી, મોજમજા કરીએ!' આવો મહામોહ પેદા થતાં, પુરૂષને બાપની વહુ (બા), ગમતી નથી; પણ પોતાની વહુ ગમે છે. પુરૂષને બાપનાં બાળકો (ભાંડરડાં) ગમતાં નથી; પણ પોતાનાં બાળકો ગમે છે. આવા ભયંકર મોહમાં પડેલો પુરૂષ, સ્ત્રીને બે પાંચ દિવસ, માબાપને ઘેર (પીયર) પણ, જવા દેતો નથી. આપણી ઓપટી વખતે, જમાઇ, દીકરીને ન મોકલે; તો તે જમાઈ નથી; પણ જમ છે. આવા પતીતો સાથે, માબાપે સાચવીને કામ લેવું. બગાડી નાંખતાં

---

૧૯ પદચ્છેદ—**पित्रोः स्वं** (દેહ)-સ્ત્રીનો દેહ શું માબાપનો છે? **किं भार्यायाः**-સ્ત્રીનો પોતાનો છે? **किं स्वामिनः**-તે દેહ શું પતિનો છે? **किं अग्नेः**?-સ્ત્રી દેહ શું અગ્નિનો છે? **किं श्वगृध्रयोः**-સ્ત્રીનો દેહ શું કુતરા અને કાગડાનો છે? **किं आत्मनः**-શું તે આત્માનો છે? **किं सुहृदाम्**?-શું તે સંબંધીઓનો છે? **यः न अवसीयते** **अव+सो** ધાતુ-૪થો ગણુ-આ બાબતનો નિર્ણય થઇ શકતો નથી.

બ્હીવું. બાળક સાથે બાળક થવું નહીં. કદિ જમાઇને લડીએ; તો આપણી ગરીબડી દીકરીને દુઃખ થાય. પાંચ દસ બાળકો વળગી પડીને, જમાઇનો તોર ઉતારી નાંખે; ત્યાં સુધી માબાપે, ધીરજ રાખવી જોઇએ.

કેટલીએક બ્હેનો પણ, પતિના દેહને, પોતાનો એકનો જ સમજે છે. માબાપે મોટા કર્યાં; તે જાણે, એક માટેજ ન હોય! પોતા સિવાય જાણે, પતિને બીજા કોઇના, સંબંધની જરૂરજ નથી. બસ! હું, મારો ધણી, અને મારો ચીકો! એમાં આખા સંસારનો સમાસ થઇ ગયો. આ પામર સ્ત્રીને ખબર નથી; કે ચીટો કાલ મોટો થશે; પરણાવવો પડશે. માંડવો નાંખવો પડશે. તે વખતે નીકટનાં સગાંવ્હાલાં નહી હોય; તો કરોડો રૂપૈયાના ખર્ચની, કાંઇ કીંમત નથી. પચીસ પચાસ કરોડ ભાઇબંધ ભેળા થાય; પણ ભાઈ વિના, ટાણું શોભશે નહીં. પીયરથી પીયરીયાં આવે; અને સાથમાં સાસરીયાં હોય; ત્યારે થોડા વાપરો; તો પણ ઘણા દેખાય! રાજા બાદશાહને પણ, સંસાર નમાવી દે છે; તો તમે કોણ? કાં અંધારાં આવ્યાં? કાં લાંબો ટુંકો વિચાર કરવાની બુદ્ધિ હણાઈ ગઈ? નવલી વહુ સાસરે આવે છે; ત્યારે નવલી વહુને સાથે લઇને, સલુણી સાસુ, સગાં વ્હાલાંને [1]વરધ આપવા નીકળે છે. આ વરધ આપતાં આપતાં, સાસુ નવી વહુને, કુટુંબનાં ઘર દેખાડે છે. કુટુંબનાં વડીલોના પગમાં પડીને, પગે લાગવાનું, વહુને શીખવે છે. તે ઘરનાં નાનાં મોટાં, વહુને જોવા એકઠાં થાય છે. તે બ્હાને, વહુ સૌને ઓળખે છે. 'આ શું છે?' એમ કોઈ પૂછે; તો તેને કહેજો કે 'અમારા કુટુંબમાં આવેલી વહુ ઉપર, કુટુંબનાં નાનાં મોટાં સૌને, અમુક અમુક હક્ક છે.' તે ઉપરાંત પાડોશી પણ, કાંઇક હક કરી શકે છે. અહો પોળનાં કુતરાં પણ, વહુ ઉપર એવો કાંઈક હક, કરી રહ્યાં છે—કે—'હે બ્હેન! જમવા વખતે, તમે અમને જરૂર સંભારજો! અમારે માટે કટકો રોટલો કાઢજો!' તાત્પર્ય—આ સંસાર કુરડી જેટલો નાનો નથી. સાગર જેટલો વિશાળ છે. વિશાળ દૃષ્ટિથી, સંસારમાં રહેનારાં પુરૂષોએ, સમજી લેવું જોઇએ કે—જે મને પરણી છે; તે માત્ર મારૂં વિષયસુખનું રમકડું નથી; પણ કલ્યાણનું પરબ છે. તે શાંતિનો સાગર છે. તે અનેક સગવડોની ચાવી છે. ઉપકારનું ધામ છે. ભવનાં બંધન ઢીલાં કરવા, આ કર્મભૂમિમાં, તે આવી છે. સેવા જેવું એકે તપ નથી. તેમાંએ પીયરમાં માતાપિતાની સેવા, અને સાસરે, લગીર પણ કંટાળા વિના, સાસુ સસરાની સેવા, પ્રારબ્ધને પલટાવી નાખે; એવી તાકાદથી ભરેલી સેવા છે. સાવિત્રીનો વિજય, ઇંદ્ર, ચંદ્ર કે કુબેરે કર્યો નથી; શિવ, વિષ્ણુ કે બ્રહ્માએ પણ, કર્યો નથી. હનુમાન, ભૈરવ કે કાળકાએ પણ, કર્યો નથી. ગંગા, જુમના કે ગોદાવરીએ પણ, કર્યો નથી; હવન હોમ કે યજ્ઞે પણ, કર્યો નથી; જંત્ર મંત્ર કે તંત્રે પણ, કર્યો નથી. સત્યવાનને ઓરડે બેઠેલાં—વૃદ્ધ—અંધ—સાસુસસરાએજ કર્યો છે. તો પછી કાં દુઃખમાં પડયાં રહો? સેવાની ધગશ પ્રગટાવીને, કાં દુઃખને ફેંકી ન દ્યો? નારદ જેવા જોશીએ, જોઈ આપ્યું હતું કે—'સાવિત્રીને રંડાપો આવશે.' રંડાપો દેખ્યો? પ્રારબ્ધને પલટાવી નાંખ્યું. આ બાબતમાં, શંકાને સ્થાન નથી; તર્કને અવકાશ નથી. તો પછી કાં આંખે અંધારાં? કાં પ્રમાદ? ગીતા પણ બોલે છે કે—**क्षिप्रं हि मानुषे लोके, सिद्धिर्भवति कर्मजा** આ મનુષ્ય લોકમાં, કર્મ કરનારને ફળપ્રાપ્તિ તુરત થાય છે. [અ. ૪—૪૨.] માબાપની જેણે

---

૧ વરધમાં—ચોરીની રંગીત માટલી, તેમાં થોડા મગના દાણા, પાંચ પુરી, પાંચ પાપડ, અને ૧ સોપારી હોય છે.

ઠોકરો ખાધી; તે સ્ત્રી અથવા પુરૂષને, કોઇના ઠપકા, સાંભળવા પડતા નથી. ફરી ફરી વાંચો ! તો વિષમ દષ્ટિ ઓછી થશે; અને વિશાળદષ્ટિ વધશે.

બસ ! હવે આપ બરાબર સમજી શકયા હશો કે-પુરૂષની પત્ની, તે તેની એકની જ નથી. તેમ પત્નીને પતિ, તે તેનો એકનો જ નથી. પંત્યાળો પવિત્ર પ્રસાદ છે ! વંદન કરો એવાં રૂડાં દંપતીને, કે જે, મહામોહમાં ન પડતાં, સંસારસાગરે સૌનાં દુઃખમાં ભાગ લે છે.

સ્ત્રીના ગંદા દેહમાં, એવી ભુંડી આસક્તિ કેમ થઇ, એમ પુરૂરવા પશ્ચાત્તાપ કરે છે.

**तस्मिन्कलेवरेऽमेध्ये, तुच्छनिष्ठे विषज्जते ॥**
**अहो सुभद्रं सुनसं, सुस्मितं च मुखं स्त्रियः ॥ २० ॥**
**त्वङ्मांसरुधिरस्नायु-मेदोमज्जाऽस्थिसंहतौ ॥**
**विण्मूत्रपूये रमतां, कृमीणां कियदन्तरम् ॥ २१ ॥**

**અર્થ—અપવિત્ર અને અંતે કીડા વિષ્ટા કે ભસ્મસ્વરૂપ થવાના દેહમાં, 'અહો ! સ્ત્રીનું મુખ, અતિસુંદર, રૂપાળા નાકવાળું, અને મનોહર મંદહાસ્યવાળું છે;' એવા પ્રકારની આસક્તિ થાય છે. [૨૦] ત્વચા, માંસ, રૂધિર, નસો, મેદ, મજ્જા, અને હાડકાંના સમુહ રૂપ દેહમાં રમનારાઓમાં; અને વિષ્ટા મૂત્ર, તથા પરૂમાં રમનારા કીડાઓમાં, કેટલો અંતર છે ? કાંઈ અંતર નથી. [૨૧]**

૨૦—૨૧ વિવેચન—

ઉપરનો ૧૮ મો શ્લોક, આવા ભાવનો છે. આ શ્લોકોમાં આગળ વધીને કહે છે કે-'મળમૂત્ર અને હાડકાં ચામડાંવાળા આવા ગંદા દેહમાં, પ્રીતિ રાખનારા ફાંકડા પુરૂષો, મૂત્ર અને પરૂમાં, પ્રીતિ રાખનારા કીડાઓ કરતાં, કાંઇ વધારે ઉત્તમ નથી.' ઉર્વશીના ફંદમાં ફસાએલો, પાકો અનુભવી, પુરૂરવા રાજા, ઉપર પ્રમાણે બોલ્યો. બે ચાર વખત વાંચીને વિચારો ! ન સમજાય; તો જાણવું કે-આપનો અનુભવ ઓછો છે.

શરીરની શક્તિ ઓછી થઇ; અંગ ઉપર ધોળા વાળ, ડોકીયાં કરવા લાગ્યા; ઘરમાં દિકરા દિકરીના ઢગ પાકયા; છતાં સ્ત્રી અથવા પુરૂષ, મલીનવાસનાને ન કચરી નાંખે; તો તે સ્ત્રી અથવા પુરૂષ, બાકી રહેલા અમૂલ્ય આયુષ્યને, પાઇ બે પાઇનું સમજે છે. જેમ ધોળા વાળ, જુવાનીની સમાપ્તિ સુચવે છે; અથવા વિષયસુખની પૂર્ણાહુતિ સુચવે છે;

---

૨૦ પદચ્છેદ—**तस्मिन् अमेध्ये कलेवरे**-તે અપવિત્ર દેહમાં. **तुच्छनिष्ठे कलेवरे**-અંતે જેને કીડા ખાય; અથવા જેને બાળીને ભસ્મ કરવામાં આવે-એવા દેહમાં. **स्त्रियः मुखं**-સ્ત્રીના મુખને. **सुभद्रं**-અતિસુંદર. **सुनसं**-રૂપાળા નાકવાળું. **सुस्मितं**-મનોહર મંદ હાસ્યવાળું છે. (**इति मत्वा**-એમ માનીને). **विषज्जते**--તેમાં મોહ કરે છે.

૨૧ પદચ્છેદ—**त्वक् च मांसं च रुधिरं च मेदश्च स्नायवश्च मज्जा च अस्थीनि च तेषां संहतिः** (સમુહ) **तस्यां इति कलेवरे**-ત્વચા, માંસ, રૂધિર, નસો, મેદ, મજ્જા, અને હાડકાંના સમુહરૂપ દેહમાં. **रमतां**-રમનારા પુરૂષોમાં—અને. **विट् च मूत्रं च पूयं च एतेषां समाहारः विण्मूत्रपूयं, तस्मिन् विण्मूत्रपूये रमतां कृमीणां**-વિષ્ટા મૂત્ર અને પરૂમાં રમનારા કીડાઓમાં. **कियत् अंतरं**-કેટલો અંતર છે.

તેમ સ્ત્રીનું રજોદર્શન બંધ થાય છે; તે પણ, સ્ત્રી પુરૂષને, પાછા વળી જવાનો ઇસારો કરે છે. મલીનવાસના કચરી નાંખ્યા પછી, સાથે રહેલાં સ્ત્રીપુરૂષે, વ્યવહારને જેમ બને તેમ કમી કરી, બચેલા સમયને, સદ્‌વિચારોની પ્રાપ્તિમાં વાપરવો.

**શૃંગારરસ**—વિષયલોલુપ જીવો માટે, શૃંગારસ, રસરાજ છે; અને મુમુક્ષુઓ માટે, **શાંતરસ**, રસરાજ છે. પ્રાચીન ઋષિઓ, બૌદ્ધો અને જૈનો શાંતરસ માટે એવો અભિપ્રાય આપે છે કે-[માગધીભાષા]

**सेवितां सवि रस विरस, इक्का इक्की जोई ।**
**नोमु जीम जीम सेवीए, तीम तीम मयग्गु होइ ॥**

ભાવાર્થ—શૃંગાદિ સર્વ રસો સેવતાં, અમુક વખતે, તે નિરરસ થઇ જાય છે. [તેમાં અભાવ થાય છે.] પણ નવમો શાંતરસ કે-જ્યાં સંસારના અનુભવીઓ, આખરે વિરમ્યા છે; તે શાંતરસ, જેમ જેમ સેવવામાં આવે; તેમ તેમ શાશ્વત સુખ આપનારો થાય છે.

પહાડ ઉપર ઉભા રહીને જોઇએ; ત્યારે નીચે ચાલનારાં સ્ત્રીપુરૂષ નાનાં લાગે. બી. બી રેલ્વેનો ધમધમ દોડયો આવતો મેલ, નાનકડા લીટા જેવો લાગે; તેમ અધ્યાત્મ સૃષ્ટિ ઉપર ઉભા રહીને જોઇએ; ત્યારે શૃંગારરસનું વર્ણન કરનાર, હિમાલય જેવો મોટા હોય; તો પણ, નાનકડા બટુક જેવા લાગે. આમ છે-તો પણ, બડા બડા સાહિત્યકારો, અને બડા બડા કવિઓ, નવાણુ ટકા, જીંદગીભર શૃંગારરસમાંજ તલ્લીન રહે છે. એવા શૃંગારી કવિઓ માટે, ભતૃહરિ કહે છે કે-શિખરિણીવૃત્તમ્— [વૈરાગ્યશતક]

**स्तनौ मांसग्रन्थी, कनककलशावित्युपमितौ ।**
**मुखं श्लेष्मागारं, तदपि च शशांकेन तुलितम् ॥**
**स्रवन्मूत्रक्लिन्नं, करिवरकरस्पर्धि जघन-**
**-महो निंद्यं रूपं, कविजनविशेषैर्गुरु कृतम् ॥ २० ॥**

**અર્થ**—સ્તન કે જે, માંસની ગાંઠો છે; તેને કવિજનો, સોનાના કલશની ઉપમા આપે છે. મુખ કે જે લાળનું સંગ્રહ સ્થાન છે: તેને કવિજનો, ચંદ્રની સાથે સરખાવે છે; મૂત્ર સ્રાવથી ભીની રહેતી સ્ત્રીની જાંગોને, હાથીની સુંઢની ઉપમા આપે છે. અરેરે! નિંદાને પાત્ર એવા સ્વરૂપને, કવિજનોએ, વખાણી વખાણીને, મોટું-આકર્ષક-ભુલવણીમાં નાંખે એવું, ભયંકર બનાવ્યું છે. [૨૦]

શ્રી આદ્યશંકરાચાર્ય ચર્પટપંજરિકામાં બોલે છે કે—

**नारीस्तनभरजघननिवेशं, दृष्ट्वा मायामोहावेशं ॥**
**एतन्मांसवसादिविकारं, मनसि विचारय वारंवारं ॥**

સ્ત્રીના સૌદર્યમાં, વિચાર કરવાની જરૂર છે. વિચાર વિનાના મૂઢને તો, સ્ત્રીને જોતાં, તુરત મોહ થાય છે. મોહમાં મૂઢ અંજાઇ જાય છે. તેથી શંકરાચાર્ય વિચારવાનું કહે છે કે—

**અર્થ**—નારીના પુષ્ટ જણાતાં સ્તનોમાં, અને કેડના માંસથી ભરેલા વિસ્તારવાળા ભાગમાં, માંસ અને ચરબી સિવાય, બીજો કોઇ પદાર્થ નથી. મોહનાં અંધારાને દૂર કરીને, આ બાબતનો વિચાર, વારંવાર કરવામાં આવે; તો મોહનો નાશ થઇ શકે છે. [૧૧]

વિષયોનો વિસ્તાર—વિવેકચૂડામણિ—

**शब्दादिभिः पंचभिरेव पंच, पंचत्वमापुः स्वगुणेन बद्धाः ।**
**कुरंगमातंगपतंगमीन-भृंगा नरः पंचभिरंचितः किम् ॥ ७६ ॥**

**અર્થ**—હરણને શબ્દમાં (સંગીતમાં), પ્રીતિ થાય છે; ત્યારે પારાધીને હાથે તેને મરવું પડે છે. મોટા હાથીને હાથણીમાં, પ્રીતિ થાય છે. સ્પર્શમાં પ્રીતિ થાય છે; ત્યારે શિકારીઓ, જંગલમાં કાગળની હાથણી મુકીને, હાથીને લલચાવે છે; અને પકડી પાડે છે. પતંગીયાને અગ્નિમાં પ્રીતિ થાય છે-રૂપમાં લલચાય છે; ત્યારે તેને અગ્નિમાં બળી મરવું પડે છે. સમુદ્રમાં ખાવાની વસ્તુ ઘણી છે. પણ માછલું મચ્છીમારની દોરડીએ બાંધેલા કાંટામાં ભરાવેલી લોટની ગોળી ખાવા લલચાય છે; ત્યારે તેના તાળવામાં, કાંટો પેસી જાય છે. અને માછલું પકડાઇ જાય છે. ભ્રમર ગંધમાં લોભાઇને, કમળમાં બીડાઇને મરી જાય છે. આ પ્રમાણે, એક એક વિષયમાં સપડાએલા જીવો, પ્રાણ ખુવે છે; ત્યારે પાંચ વિષયોમાં લલચાએલો મૂઢ માણસ, ભટકાઇ ભટકાઇને મરે; તેમાં કાંઇ આશ્ચર્ય નથી.

જે ન ચેતે; તે મરેજ. વસંતતિલકાવૃત્તમ્—

**रात्रिर्गमिष्यति, भविष्यति सुप्रभातं, भास्वानुदष्यति हसिष्यति पंकजश्रीः ।**
**इत्थं विचिंतयति कोशगते द्विरेफे, हा मूलतः कमलिनीं, गज उज्जहार ॥**

**અર્થ**—સુગંધને લોભે, કમળમાં બીડાઈ ગએલો-કેદ થએલો-ભમરો, વિચાર કરે છે કે-'હમણાં રાત્રિ ચાલી જશે; હમણાં સુંદર પ્રભાત થશે; હમણાં સૂર્ય ઉગશે; અને હમણાં કમળો ઉઘડશે; અને હમણાં હું બહાર નીકળીશ.' એમ વિચાર કરે છે; ત્યાં તો અરેરે! કમળના વેલાને, હાથીએ જડમૂળથી ઉખેડી નાંખ્યો.

ભ્રમરાના વિચારો રદ ગયા. તે પ્રમાણેજ લાખો, કરોડો, કે અબ્જો, ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી-પુરૂષો, હમણાં દિકરા મોટા થાશે; અને પછી હરિ ભજવા નવરો પડીશ.' 'આટલો લાભ મળી રહ્યા પછી, ધંધો છોડી દઈશ.' 'હવે ત્રણ વરસે પચાસનું પેનશન મળશે' ત્યારે નિરાંત! પછી સુખેથી ભગવાન ભજીશ.' એવા વિચાર કરતાં કરતાં, અનેક સ્ત્રીપુરૂષો, 'હાય! હાય!' કરતા, સંસારમાંથી ચાલી નીકળ્યા છે; અને નીકળે છે. જીતી બાજી હારે છે.

સુવાની આંખો, એટલી બધી નબળી પડી ગઇ છે કે-ચોવીસ ચાટલાં સામા ધરો; પણ સુવાને, પોતાનું મુખ દેખાતું નથી. '**હું કોણ!**' તે સમજાતું નથી.

પુરૂરવા આગળ બોલે છે તે સાંભળો—

**अथाऽपि नोपसज्जेत, स्त्रीषु स्त्रैणेषु चार्थवित् ॥**
**विषयेन्द्रियसंयोगान्-मनः क्षुभ्यति नान्यथा ॥ २२ ॥**

---

૨૨ પદચ્છેદ—**अथ अपि**-આમ છે તોપણ. **अर्थवित्**-સ્વાર્થને જાણનાર પુરૂષે. **स्त्रीषु स्त्रैणेषु न उपसज्जेत**-સ્ત્રીઓનો અને સ્ત્રી લંપટ પુરૂષોનો સંગ, દર્શનાદિકથી પણ, કરવો નહીં. કારણ કે **विषयाश्च इंद्रियाणि च वि० तेषां संयोगः तस्मात्**-વિષયોનો અને ઈંદ્રિયોનો સંયોગ થાય; તો તેમાંથી. **मनः क्षुभ्यति**-મન ક્ષોભ પામે છે. **अन्यथा न**-બીજી રીતે ક્ષોભ પામતું નથી.

**અર્થ—વિવેકી પુરૂષે સ્ત્રીનો સંગ, શરીરથી ન કરવો જોઈએ; તે તો બરાબર છે; પણ તે ઉપરાંત, સ્ત્રીઓનો, અને સ્ત્રીલપંટ પુરૂષોનો સંગ, દર્શન શ્રવણાદિકથી પણ, કરવો નહીં કારણકે વિષયોનો અને ઇંદ્રિયોનો સંગ થવાથીજ, મન બેચેન બને છે. દર્શન શ્રવણાદિકનો સંયોગ થયા વિના, મન ક્ષોભ પામતું નથી. [૨૨]**

૨૨ વિવેચન—

સ્ત્રીતત્ત્વ–અહીં પ્રસંગ પરત્વે, સ્ત્રીની નિંદા થાય છે. તે પ્રસંગ જેટલી જ છે. બ્રહ્મચારી, વાનપ્રસ્થ સાધુ સન્યાસી, અને ઉત્તમ પ્રકારના મુમુક્ષુઓને, સ્ત્રીથી અલગ રહેવાની, ઘણી ઘણી જરૂર છે. તોપણ ગૃહસ્થાશ્રમમાં, સ્ત્રી ઘરનો સ્થંભ છે. માટે આપણે, સ્ત્રીતત્ત્વનો આજ વિચાર કરીએ. વિચાર કરતાં નહીં શીખો; તો સમજ્યા વિનાનું ધૂળધાણી થશે. સ્ત્રીતત્ત્વ પુરૂષ કરતાં, વધારે સંયમી છે. પુરૂષો નાદાન બનીને, સ્ત્રીઓ ઉપર હુમલા કરતા સાંભળ્યા છે; અને સંભળાય છે, સ્ત્રીએ પુરૂષ પર મોહ પામીને, કોઈ પુરૂષ ઉપર, હુમલો કર્યો; એવા પ્રસંગ ઘણાજ જુજ હશે. માટે સ્ત્રી તત્ત્વ પુરૂષ કરતાં, વધારે સંયમી છે. આ ઉપરાંત ઉત્તમ બ્હેનો, પતિને અનન્ય ભાવે સેવે છે; અને તે સિદ્ધાંત, રજપૂતાનાની રમણીઓમાં તો, આપણે જોયું; પણ ગુજરાતને ગોંદરે, જસમામાં પણ જગતે જોયું. બ્રાહ્મણ સંસ્કૃતિનાં મૂળ, એટલાં બધાં ઉંડા છે કે–કોળી વાઘરી, ભીલ અને અત્યંજોને ત્યાં પણ, જીંદગીભર, અનન્ય ભાવે, પતિને ભજનારી સ્ત્રીઓ હતી–છે-અને હશે. અસુરોને ત્યાં પણ, અસુરો ભલે લપંટ હતા; પણ તેમને પરણનારી સ્ત્રીઓ, સતી હતી. હિરણ્યકશીપુને ઘેર, 'કયાધુ', રાવણને ઘેર 'મંદોદરી', ઇંદ્રજીતને ઘેર, 'સુલોચના,' જાળંધરને ઘેર વૃંદા; વિગેરે વિગેરે. જ્યાં નાતરાનો રીવાજ નથી; એવા, વાણીયા બ્રાહ્મણમાં તો, અનેક પવિત્ર બ્હેનો હતી–છે–અને હશે. ૪૫–૫૦ વરસની ઉમરે, પુરૂષ રાંડે છે; તો ૧૨–૧૫ વરસની બાળકીને પરણવા લલચાય છે; અને લાગ પડે; તો પરણે છે પણ ખરો. બ્હેન ૧૫–૧૭ વરસે રાંડે છે; પણ ફરી પરણવાના વિચારને, બાળી બોરી નાંખે છે. આ સ્ત્રીતવનું ગૌરવ છે. સ્ત્રી પુરૂષને વાંધો પડે છે; ત્યારે પુરૂષ બીજી પરણે છે; અને બાઈ સંસારને સળગાવી દઇને, સાધ્વી બને છે. આવી એક નથી; પણ અનેક બ્હેનો છે. પતિ માટે સ્ત્રીની જંખના, કેવી હોય છે; તે સાંભળો.

દૃષ્ટાંત—જામ સલાયામાં, આજથી લગભગ દોઢસો બસો વરસ ઉપર, ધનજી ઘેલરામ નામનો ભાટીઓ રહેતો હતો. તેને 'નાથી' નામની એકની એક પુત્રી હતી. આ પુત્રી, તેણે પડાણાના ભાટીયા, હરખચંદના દીકરા જમનાદાસ વેરે, પરણાવી હતી. લગ્ન વખતે પુત્રી, ૮ વરસની હતી; અને જમનાદાસ સોળ વરસનો હતો. લગ્ન પછી જમનાદાસની મા મરી ગઈ; અને હરખચંદ બીજી સ્ત્રી પરણ્યો. ઘરનો કારભાર, બદલાતો જોઈને, જમનાદાસે વિચાર કર્યો–કે–બાપના મીઠાં મધુરાં હેત, હવે સુકાવા લાગ્યાં છે. તો હવે હું પણ, જુવાન થઇ ગયો છઉં; ધંધાને લાયક છઉં. વળી નાથી હજી, આઠ વરસની છે. પિયરમાં રહેવા લાયક છે. યોગ્ય ઉમરની થાય; તે પહેલાં, હું મારા પગ ઉપર ઉભો રહેતાં શીખું; તો ઠીક ! પિતાએ આપણને મોટા કર્યા; તો લાંબી પહોળી પૃથ્વીમાં, મારગ કરી લેવો; તે આપણું પોતાનું કામ છે. હવે તો પિતાને આપણે, કાંઇક મદદ કરવી જોઈએ. આપણાં પાણી

ચડતાં છે; પિતાનાં પાણી ઉતરતાં છે. ઉતરતાં પાણીના સમયમાં, પિતા આપણી આશા જરૂર રાખે! દિકરી દિકરામાં એટલોજ તફાવત છે કે-મુછો આવ્યા પછી, પુત્રો પિતા પાસેથી કાંઇ લેતા નથી; પણ પિતાને આપ્યાજ કરે છે. દિકરીઓ અથવા, દિકરી જેવા દીકરા, પિતાની આશા રાખ્યાજ કરે છે. માટે હવે બસ! પરદેશને ખેડી નાંખું.' એમ વિચાર કરીને, સલાયામાં 'સુંદરજી પારેખ' નામના મોટા વેપારીને ત્યાં, તે નોકર રહ્યો. તે વખતે સલાયા બંદર આબાદ હતું. લાંબી સફરે વહાણો જતાં, અને લાંબી સફરેથી, વહાણો આવતાં. એ ચાર માસમાં, શેઠના હુકમથી, વહાણ લઇને, જાવા સુમાત્રાની પેલી મેર, આંબુના (એંબોઈના) બેટમાં, વેપાર ખેડવા તે નીકળ્યો. આઠેક વરસ વેપાર ખેડીને, પૈસા ટકા લઈને, તે પાછો આવતો હતો. એવામાં ચીનના ચાંચીયા લોકોએ, વહાણને લૂંટયું; અને અંદર બેઠેલા માણસને કેદ કર્યા. આ માણસોને, આંબુના બેટથી લગભગ, દોઢસો માઇલ છેટે, એક નાનકડા નિર્જન બેટમાં, રાખવામાં આવ્યા હતા. 'ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્માથી નવ ફરે.'

હવે આપણે સલાયા તરફ નજર કરીએ. જ્યાં નાથીબાઈ રહે છે. આઠ વરસે પરણી હતી. પછી ૯-૧૦-૧૧-૧૨ એમ વરસ ચાલ્યાં. ઉંમર લાયક થતાં, પોતા જેવડી બ્હેન-પણીઓને, સાસરે જતી આવતી દેખીને, પોતે કયાં પરણી છે; પોતાના ધણીનું નામ શું? ધણી હાલ કયાં છે? વિગેરે વાતોથી, વાકેફ થવા લાગી. ધીમે ધીમે ઉમર અઢાર વરસની થઈ. પરણ્યાનો નહીં પત્ર, કે નહીં સમાચાર! નવી સાસુએ, કોઇ દિવસ તેડું પણ કર્યું નહીં. પુત્ર વધૂના પગલાથી, આંગણું પાવન કર્યું નહીં. તેમ નવીના તેજમાં અંજાઈ ગએલો સસરો, સ્વધર્મ સમજી શકયો નહીં. નાથીના પિતા પણ, ગુજરી ગયા. ઘરમાં મા દીકરી, પારકા ધંધા કરીને ગુજારો કરતાં હતાં. જમનાદાસ સાગર કાંઠેથી નીકળ્યા હતા; માટે નાથી હમેશાં સવારમાં, સાગર કાંઠે, છાણ મેળવાને બ્હાને, કાંઠે આવેલા વહાણના ખારવાઓને, પૂછતી કે-'ભાઇ તમે આંબુના બેટથી આવો છો? મારા ધણીના કાંઈ સમાચાર?'

ખારવા—'બ્હેન! તમારા ધણીનું નામ શું?' તે સાંભળીને બાઇ શરમાઇ જતી. કોઇ આસપાસ જાણીતું ઉભું હોય; તો તે કહેતું કે-'જમનાદાસ'. આસપાસ કોઇ ન હોય; તો બાઈ પોતે, શરમાતી શરમાતી ઘણાજ જીણા સ્વરે કહેતી કે-'જમનાદાસ.'

ખારવા—'ના બ્હેન! અમને તેની કાંઈ ખબર નથી; અમે આફ્રીકાને દરીએથી આવીએ છઇએ.' બીજે દિવસે આ પ્રમાણે પૂછતાં, બીજા ખારવા વળી, એમ કહેતા કે-'ના બ્હેન અમને કાંઈ ખબર નથી; અમે તો જાવા બેટથી આવીએ છઇએ;' એમ હમેશાં નવા આવનારાઓને, નાથી પુછતી, અને છેવટમાં એમ પણ કહેતી કે; 'ફરીને તે તરફ જાઓ; તો બ્હેનનું આટલું કામ, જરૂર કરજો.'

દરીયાના મુસાફરો, દરીયા જેવા દિલાવર હોય છે. તે નાથીને જવાબ આપતા હતા કે-'બ્હેન, હવે તે તરફ જશું; તો જરૂર જમનાદાસના ખબર લાવશું?' 'ઠીક ભાઇ! ઠીક ભાઇ!' એમ કહેતી નાથી, નિસાસો નાંખતી નાંખતી, ઘેર આવતી. વળી અન્ય કોઇ મળતા; તો તે પૂછતા 'બ્હેન તે જમનાદાસ કેવા છે?' તો તે બાઇ કહેતી કે 'રૂપે ગોરા છે. બીજું તો હું કાંઇ જાણતી નથી. હું પરણી ત્યારે આઠ વરસની હતી. પરણ્યા પછી, એક

ઘડી પણ, હું તેમની સાથે રહી નથી. ચોરીમાંથી ઉઠીને, ચાલી નીકળ્યા છે; હવે આવે ત્યારે ખરા !' એમ કહેતાં કહેતાં, નયણે નીર આવી જતાં હતાં. આમ પાંચ વરસ સુધી, બ્હેન, સાગર કિનારે આવે અને જાય ! ગામમાં નાથીની વાતો ચાલી. કોઇ મશ્કરી પણ કરે. પણ આ તો કાળજે કાંટો વાગ્યો હોય; તે જાણે. બીજાને તો હસવાનું જ હોય. બ્હેનનો દયામણો ચહેરો, અને સુકાતું યૌવન દેખીને, કેટલાએક ખારવા તો, કહેતા કે 'બ્હેન ! અમે જમનાદાસને દેખ્યા નથી. પણ સાગર કાંઠાના લોકોનો દેવ, રત્નાકર છે; તે તમારી લાજ જરૂર રાખશે.' આ સાંભળીને **નાથી** કહેતી કે-'તો ભાઇ ! તમારા મોમાં સાકર.' આમ ખારવાઓને ખબર પુછતાં, લગભગ પાંચ વરસ થયાં. આવતા જતાં વહાણના, ઘણા ખરા ખારવા, બ્હેનને ઓળખવા લાગ્યા.

એક દિવસ સવારમાં, મા દિકરી બેઠાં હતાં; ત્યાં એક વાઘેર ખારવો, ફળીયામાં આવ્યો. તે બોલ્યો કે- બ્હેન ! જમનાદાસના, હું કાંઇક સમાચાર લાવ્યો છઉં. આ જમનાદાસ સુંદરજી પારેખને ત્યાં હતો; તેજને ?' નાથી બોલી ઉઠી-'હા ભાઈ × × એજ ?' વાઘેરે પુછયું કે-તેનો ચહેરો ગોળ છે ? વાન ગોરો છે ? કાંડુ ઠીંકણું છે ? અને બાંધો બેવડો છે ?' **નાથીએ** જવાબ દીધો કે-'તે હું ન જાણું-બા જાણે છે.' બાએ કબુલ કર્યું-કે-'હા તેજ જમનાદાસ' !

નાથીએ ઉતાવળથી પૂછયું કે—પણ તે × × × છે કયાં ?

વાઘેર—હું તે જ કહું છઉં. આઠેક વરસ ઉપર, પૈસા ટકા રળીને, તે ઘર તરફ આવતો હતો; પણ ચીનના ચાંચીયાઓએ વહાણ લુંટયું; અને વહાણમાં જે હતા; તે માણસોને, એક નિર્જનબેટમાં કેદ કર્યા. આ માણસોમાં, જમનાદાસ પણ છે. થોડા વરસ ઉપર, આંબુના બેટમાં, ચાંચીઓની ચીઠ્ઠી હતી. તેમાં જમનાદાસનું નામ હતું.

નાથી—ચાંચીયા જે માગે; તે આપણે આપીએ; તો તે તેમને ન છોડે ? શું માગે છે ?

વાઘેર—બેત્રણ હજાર કોરી જેટલી રકમ થાય.

નાથી—ભલે જે થાય તે. પણ ભાઇ ! આજ તો બ્હેનને, સારા સમાચાર આપ્યા. પ્રભુ આપને જીવતા રાખે.

એટલા વાત કરીને વાઘેર ગયો. પછી નાથીએ બાને કહ્યું કે-બા ! 'મને કોઇ છોડાવવા આવે; તો ઠીક' એમ આઠ આઠ વરસથી, તે આપણા સામે જોયા કરતા હશે ?'

બા—હા બ્હેન ! એમ તો ખરૂં જ ને ! પોતાના હોય; તેના તરફ આફતમાં નજર થાય. પણ આપણે બે બાઇઓ ! કયાં જઇએ ? અને શું કરીએ ?

નાથી—બાઇઓ એટલે શું ? આફતમાં બાઇઓ એટલે, સાક્ષાત્ જગદંબા ! મોટા મીરને મારી દે. આપણી દાનત સાફ છે; તો-દ્વારકાવાળો, આપણી સાથે જ છે-હાજરા હજુર છે. તે ભાટીયાઓનો ભગવાન છે.

બા—પણ આપણે બાઇઓ × × કરીએ શું ?

નાથી—આ ઘરને વેચી દઇએ-રોકડ રકમ સાથે લઇએ. અને આંબુ તરફ જઇએ.

ઘણી રકઝક પછી, બાએ તે કબુલ કર્યું. અને માદિકરી આંબુ તરફના વહાણમાં નીકળી. લગભગ એક વરસે, વહાણ આંબુ પહોંચ્યું. ત્યાં પહોંચતાં ખબર પડી કે-'આંબુમાં ખંભાળીયાના

ખોજાની એક પેઢી છે'. બાઇઓ પૂછતી પૂછતી ત્યાં પહોંચી. બે બાઇઓને એકલી આવેલી જોઇને, ખોજો તાજુબ થઇ ગયો. તેણે બહુ સારો સત્કાર કર્યો. ભોજનની ગોઠવણ કરી આપી. જમ્યા પછી ખોજાએ પૂછ્યું કે–'પણ બ્હેનો ! તમે અહીં ક્યાંથી ?' નાથીએ ગદ્ગદ્ કંઠે, પોતાના દુઃખની વાત કરી. તે સાંભળીને ખોજો બોલ્યો કે–તમારી વાત ખરી છે; પણ આ ચાંચીયા ઘણા જ ભયંકર છે. એક વખત અહીંથી તેમને છોડાવવા, રકમ મોકલી હતી. પણ તેઓએ કોઇને છોડયા નથી. પછી ઘણો વખત થઇ ગયો. હવે તે જમનાદાસ જીવે છે કે નહીં; તે પણ ખબર નથી. તેમની ખબર કાઢવા જાય; તેમને પણ, તે પકડી લે છે.

નાથી—તો હું ત્યાં જાઉં.

ખોજો—અરે બ્હેન ? તું તો બહુ ભલી છો. તે હરામખોરો સાથે, તારૂં તે કામ હોય ?

નાથી—તે હરામખોર છે; પણ માનવી છે ને–પશુ તો નથી ને ? વાત તો સાંભળશે ને ?

ખોજો—અરે બ્હેન ! તું શું આ કહે છે ?

નાથી—અમે અહીં સુધી આવ્યાં; તે ખબર લીધા વિના, તેમને મળ્યા વિના, કેમ પાછાં જઇએ ? અમને પકડી લે; તો તેમની સાથે, કેદી થઇને રહેવા, અમે ખુશી છઇએ; અને અમને મારી નાંખે; તો અમે મરવા પણ, તૈયાર છઇએ. હિંમત પાસે, આફત રાંકડી છે.

ખોજો—સાબાશ હિંદવાણી ! સાબાશ તારૂં ગૌરવ ! તારા ગૌરવ પાસે, આભે લટકી રહેલો સૂર્ય, મને ઝાંખો દેખાય છે. ખુદા તારા કામમાં ખુશી લાગે છે. તો બ્હેન ! હું મારા હાસમ (દીકરા) ને, તમારી સાથે મોકલું ! કે–તમને તે ચાંચીયાઓ સાથે વાતચીત કરવી ફાવે. પણ ખુદા ! ખુદા ! × × તમે જીવતાં, પાછાં આવી શકશો ? × ×

નાથીએ ખોજાને ઘણી હીંમત દીધી.

ખોજો તુરત એક વહાણુ ભાડે કરી લાવ્યો. બે બાઇઓ અને હાસમ તેમાં બેઠા. વહાણ બે ત્રણ દિવસે, ચાંચીયાઓના બેટ પાસે આવ્યું. બેટના પહેરેગીરોએ પૂછ્યું કે–'અરે ક્યાં જાઓ છો ?' સામેથી જવાબ મળ્યો કે–'તમારે ત્યાં ! તમને મળવા આવીએ છઇએ. મુખીને ખબર આપો.'

'બે હિંદવાણી, આવા ભયંકર બેટમાં, પોતાને મળવા આવે છે; તે સાંભળીને, ચાંચીઓનો મુખી પણ ચમકયો. તે તુરત કાંઠે આવ્યો. વહાણમાંથી ત્રણે ઉતરી, કાંઠે આવ્યાં. હાસમે મલાઇ ભાષામાં, બાઇઓને આવવાનું કારણ, મુખીને સમજાવ્યું.

મુખીએ કહ્યું કે—'શું આ બાઇઓને ખબર નથી; કે અમે ચાંચીયા છઇએ. હાથે કરીને કાળના મોંમાં, તે કાં આવી ? અમે તેમને પકડી લેશું. હાસમ ! તેમને સમજાવ !

હાસમે આ વાત બાઇઓને સમજાવી. ત્યારે નાથીએ કહ્યું કે–હું મારા ધણીને છોડાવવા આવી છઉં. આપ તેમને ન છોડો; તો હું રાજી ખુશીથી, પકડાવા તૈયાર છઉં. કારણ કે જ્યાં તે, ત્યાં હું ! બસ ! તેમને નજરે જોઇને, હું રાજી થઇશ. કેદખાનાનાં કષ્ટથી, કદી હું મરણ પામીશ; તો તેમને જોતી જોતી, રાજીખુશીથી હું મરીશ.'

હાસમે નાથીનો જવાબ, મુખીને બરાબર સમજાવતાં, મુખી ઘણો જ ક્રૂર હતો; તો પણ કોમળ બની ગયો–'વાહ્ ભારત ! વાહ્ ભારત ! વાહ્ તારી સંસ્કૃતિ ! વાહ્ ભારતની બ્હેનો ! × × × પતિ માટે તમારો, આટલો બધો ત્યાગ છે ? તે વાત, હું નાદાન માતાને

પેટે પાકેલો આદમી, કેમ સમજી શકું! તારા જેવી જો મારે મા હોત; [આંખમાં આંસુ] × × તો આવો હરામખોરીનો ધંધો, હું કદિ ન કરત! મારી હરામખોરી, તેં ઠેકઠેકાણે સાંભળી હશે; છતાં મને માણુસ સમજીને, તું મારી પાસે આવી. તો આજથી હવે હું, માણુસ થાઉં છઉં.' એમ કહીને, જમનાદાસને ત્યાં લાવવા, નોકરોને હુકમ કર્યો. જમનાદાસ આવતાં, નાથીએ બાનના પૈસા આપવા, પૈસાની પોટકી છોડી. તે દેખીને મુખી બોલ્યો કે-' તારા પૈસા પહોંચ્યા-લે તારો ધણી. મેં તેને ઘણું દુઃખ દીધું છે. તું તેને સુખી કરજે. તું હીંમત કરીને મારી પાસે આવી; માટે બીજું કાંઇ માગ.'

નાથી—એવી દયા કરતા હો-તો આ બધા કેદીઓને આપ છોડી દ્યો.

મુખી—આહ્ બહુ મોટું કામ બતાવ્યું. તેં મારો ધંધો ભાંગી નાંખ્યો. પણ તારી મરજી એમ છે; તો × × આ સહુને તેડીને, તું તારા દેશમાં જા. આજથી સૌ મુક્ત છે.'

આ પ્રમાણે સૌને તેડીને, નાથી આણુ બેટમાં આવી. ખોજો ખુશી ખુશી થઇ ગયો. પછી ત્યાંથી નીકળીને, સૌ માંડવી બંદરે ઉતર્યાં. ત્યાંથી સૌ પોતપોતાને ઘેર ગયાં.

કહેવાનું તાત્પર્ય એ છે કે—સ્ત્રીતત્ત્વ પણ વિચારવા જેવું છે. આંખો મીંચીને નિંદા કરવા જેવું નથી. [ફરી વાંચો-વિચારો.]

સલાયાની કન્યાશાળામાં, છે નાથીનું ચિત્ર? નગરની કન્યાશાળામાં, છે નાથીનું ચિત્ર? કન્યાઓ નાથીની વાત જાણે છે? ચારિત્રનો આવો ઉત્તમ વારસો, કાં ન ભોગવો? વિલંબ કાં કરો? ભાટીયાના દરેક ઘરમાં, નાથીની વાત સાંભળો. હવે બસ!

**ધર્મમાં ઉઘાડી શૃંગારલીલા**-કેટલાએક ધર્મશાસ્ત્રમાં, ઉઘાડી શૃંગારલીલા જોવામાં આવે છે. તે જોઇને ભૂત પણ ભડકે. શ્રી સદાશિવ પાર્વતીને ખોળામાં લઇને, બ્રહ્મવાદીઓની સભામાં બેઠા હતા; તે જોઇને, ચિત્રકેતુ રાજા ભડકયો હતો. તે મૌન રહ્યો હોત; તો બચી જાત; પણ તેણે ટિકા કરી. સતીએ શાપ આપ્યો કે-'જાઓ અસુર બની જાઓ!' તે વૃત્રાસુર બન્યો હતો. કુમારસંભવના આઠમા સર્ગમાં, કવિ કાળીદાસે શિવપાર્વતીના રતિ-વિલાસનું વર્ણન, હદ મૂકીને કર્યું હતું. * કાળીદાસને કોઢ નીકળ્યો હતો. શ્રીમદ્ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં, શ્રીકૃષ્ણ અને રાધાની, અથવા શ્રીકૃષ્ણ અને અનેક ગોપીકાઓની, ઉઘાડી શૃંગારલીલા છે. તે વાંચવાની ના નથી; વિચારવાની પણ ના નથી; પણ તેના ઉપર ટિકા કરવાની, અથવા ટિકા લખવાની ના છે. તાત્પર્ય—શિવપાર્વતી અગર રાધાકૃષ્ણ, આપણાં માતાપિતા છે. આપણા પિતાએ, આપણી બાને, કેવી રીતે ખોળામાં લીધાં હતાં. કેવાં વ્હાલ કર્યાં હતાં; તે વાત ન કરવાની, જેમ ચોખ્ખી મર્યાદા છે; તેમ શિવપાર્વતીના, અથવા કૃષ્ણરાધાના રતિવિલાસની ચર્ચા કરવાની, અગર ચર્ચા લખવાની, ચોખ્ખી ના જણાય છે. કારણ કે વિષયાનંદી માણુસો, નેવુ પંચાણું ટકા છે. તેમની દૃષ્ટિ વિષયાનંદથી છલાછલ ભરેલી છે. તેમની પાસે દેવોની ઉઘાડી શૃંગારલીલા મુકતાં, તેમનાં મન સુધરવાને બદલે, ત્વરાથી બગડી જાય છે. દેવોની ઉઘાડી શૃંગારલીલાઓ વાંચીને, નાસ્તીકો એમજ પૂછે છે કે–If these are your Gods; then what your devils are–'જો આ વિષય વિકારી દેવોને, તમે દેવ કહેતા હો; તો તમારા અસુરો વળી કેવા હશે?' તાત્પર્ય–

* વિદ્વાનોએ કુમારસંભવના ૮ મા સર્ગને, બાતલ કરી નાંખ્યો છે.

નાસ્તીકોને દેવોની ઉઘાડી શૃંગારલીલા, સંભળાવવી; અથવા વંચાવવી; તે વાંદરાને દારૂ પાવા જેવું દુઃખ છે. આવાં પુસ્તકો છપાવીને, વહેતાં મુકવાં; તે ભયંકર ગેર સમજને વહેતી મુકવા જેવું છે. આ સંબંધમાં મમ્મટાચાર્ય બોલે છે કે—

**रतिः संभोगशृंगाररूपा उत्तमदेवताविषया न वर्णनीया। तद्वर्णनं हि पित्रोः संभोगवर्णनम् इव अत्यंतं अनुचितम् ॥**

અર્થ—ઉત્તમ દેવતાઓના, સંભોગશૃંગારરૂપી રતિનું વર્ણન, ન કરવું જોઇએ. તે વર્ણન, આપણા માતાપિતાના સંભોગના વર્ણન જેવું હોવાથી, અત્યંત અયોગ્ય છે.

'સાહિત્યદર્પણ' નામનો એક પ્રસિદ્ધ ગ્રન્થ છે. તેના કર્તા કવિરાજ વિશ્વનાથ છે. તે ગ્રન્થના સાતમા દોષપરિચ્છેદમાં લખ્યું છે કે—**यथा वा कुमारसंभवे उत्तमदेवतयोः पार्वतीपरमेश्वरयोः संभोगशृंगारवर्णनम् । इदं पित्रोः संभोगवर्णनम् इव अत्यंतं अनुचितम् ।** અર્થ—કુમારસંભવ નામના ગ્રન્થમાં, કવિ કાળીદાસે સદાશિવ તથા પાર્વતીના સંભોગનું વર્ણન કર્યુ છે. તે વર્ણન આપણાં માતાપિતાના સંભોગના વર્ણન જેવું હોવાથી, અત્યંત અયોગ્ય છે.

પ્રેમી ભક્ત જયદેવે, 'ગીતગોવિંદ' નામનો, રાધાકૃષ્ણની લીલાનો, શૃંગારી ગ્રન્થ લખ્યો છે. તે સંબંધમાં પંડિતરાજ જગન્નાથ બોલે છે કે—'**जयदेवादिभिस्तु गीतगोविंदादि प्रबंधेषु सकलसहृदयसम्मतोऽयं समयो मदोन्मत्तम-तंगजैरिव भग्न, इति न तन्निदर्शनैनेदानीन्तनैः तथा वर्णयितुं साम्प्रतम् ॥**'

અર્થ—જયદેવાદિ કવિઓએ, ગીતગોવિંદાદિ ગ્રન્થોમાં, સકલ સહૃદય વિદ્વાનોએ માન્ય કરેલા, ઉપર જણાવેલા સિદ્ધાંતનો, મદોન્મત્ત હાથીઓની પેઠે, ગાંડા બનીને, ભંગ કર્યો છે. પણ હવે તેમના દાખલા લઇને, આધુનિકોએ, તેવા ગ્રન્થોનું વર્ણન કરવું યોગ્ય નથી.

સંપ્રદાયના કોઈ ગાંડા ભક્તોએ, પંડિતોએ, અથવા કોઈ આચાર્યોએ, સંભોગલીલાનો રસ લઇને, તેનું વર્ણન, શિવપાર્વતીને નામે, અથવા રાધાકૃષ્ણને નામે, કર્યું હોય; તો તેવા ગ્રન્થો, સમાજના અજ્ઞાનની ખાતર, પટારામાં રાખી મુકવા; પણ છૂટા મૂકવા નહીં. અને કદિ છૂટા મુકવા હોય; તો અશ્વમેધ યજ્ઞના ઘોડાની સાથે, યજમાન, જેમ પોતાના સૈન્ય સાથે હાજર રહેતો હતો; તેમ દરેક ગ્રન્થની સાથે, અજ્ઞાનીઓને ખુલાસા કરવા, પોતાની સંપૂર્ણ તાકાદ સાથે, પોતે હાજર રહેવું જોઇએ. એ પાંચ વરસના બાળક માટે, અરબ્બી ઘોડો કામ ન આવે. તેમ ક્યાં, એ પ્રેમલક્ષણા ભક્તિ ! અને ક્યાં આ અજ્ઞાન પ્રજા ! તેમાંએ આ જમાનો. માટે જે કરવું; તે સમજીને કરવું; એટલી અમારી નમ્ર પ્રાર્થના છે.

દેવદાસીઓ—દક્ષીણમાં ધર્મ માટે, કેટલીક બ્હેનો, કુમારી રહીને, સદાશિવના મંદિરમાં, સેવા કરવા લાગી; અને સદાશિવને પ્રસન્ન કરવા, આરતી વખતે, સારાં સારાં વસ્ત્રાલંકાર પહેરીને, સદાશિવની સામે, નાચવા ગાવા લાગી. આ પણ એક જાતની પવિત્ર ભાવભરી ભક્તિ છે; પણ અફસોસની વાત એવી બની કે-કેટલાએક ધર્માંધ આખલાઓ, આ બ્હેનોની પાછળ પડયા. હો હા વધી પડી. મદ્રાસની ધારાસભાએ, આ બાબતમાં સખત કાયદા ઘડયા. કહેવાનું એ છે કે-'જેમ ઉંદરડે, દારૂ પીધો; મસ્તાનો થઇ ડોલે રે-' તેમ એક તો જીવને શૃંગારરસ ગમે છે; તેને ધર્મને નામે, શૃંગારરસ દેખાડવો; તે તેને ભૂલા

પાડવા જેવી વાત છે. માંદાને તેલ મરચું અને ખટાશવાળાં ભજીયાં આપવા જેવું પાપ છે. કેટલાએક ભક્તો, ગોપીનો વેશ પહેરીને, સખી બને છે. પછી અન્ય સ્ત્રીઓને ભાવથી ભેટીને કહે છે કે-'કેમ હવે હું તારા જેવીને ?' અરરર !—આ શબ્દોના ઉંડાણમાં, એટલું બધું પાખંડ ભર્યું છે કે–તેનું વર્ણન કરતાં લાજ આવે. જેના વિકાર શમ્યા નથી; તેનો સ્ત્રીવેશ (સખીભાવ), ભયંકર પાખંડ છે. એમ સ્ત્રી થવાતું હોય; તો નાટકના થીએટર ઉપર સ્ત્રીના વેશમાં નાચનારા, કેટલાએક કુશળ ખેલાડીઓના, લાખ લાખ રૂપૈયા ઉપજે. એની આંખને પલકારે, થીએટરમાં, જીવના પોબાર વેરાય છે. પોતે ક્યાં બેઠા છે; તે ભૂલી જવાય છે. વિચાર કરતાં શીખો; તો સમજાય એવી આ વાત છે. બહારના વ્યભિચારને પહોંચી શકાય; પણ ધર્મને નામે થતા વ્યભિચાર, બહુ જ અટપટા હોય છે. ગોપી બનીને, પુરૂષ બાઇને બાઝી પડે. બાઇ રાજી થાય. માટે બ્હેનોએ, દેવ મંદિરોમાં અને કથાવાર્તાઓમાં, ઘણુા ઘણુા સાચવીને રહેવું. સર્વધર્મોનો એકજ સિદ્ધાંત છે કે–વ્યભિચારથી ભગવાન મળતા નથી. પણ વૈરાગ્યથી ભગવાન મળે છે. માટે ભગવાનની જરૂર હોય; તેમણે વૈરાગ્યનું બળ વધારવું. ગોપીઓ વૈરાગી હતી. હવે બસ !

ગૃહસ્થાશ્રમમાં સ્ત્રીની જરૂર છે. પણ તેમાં માત્ર વિષયસુખ દેખવું; તે અળખામણો અંધાપો છે. વિષયસુખની ના નથી; પણ તે ઋતુકાળમાં, અને તે ઘણાજ વિવેકથી ! આ ભયંકર સંસારમાં, સ્ત્રી જેવો કોઈ મિત્ર નથી; સ્ત્રી જેવો કોઇ સેવક નથી. વૃદ્ધાવસ્થાની આફતમાં, દીકરાઓ ભાગી જાય; પણ સ્ત્રી તો, પાસે જ બેઠાં હોય ! 'કેમ તમને શું થાય છે ? જરા હાથ દાબું ? જરા પગ દાબું ? તમને ભાવે એવું, કાંઇ કરી આપું ? લ્યો પંખો નાંખું; તમને જરા ઉંઘ આવે.' આવું એકજ ખાનદાન પ્રાણી, પ્રભુએ જગતમાં બનાવ્યું છે. સ્ત્રી માંદી હોય; ત્યારે ધણી ડાહ્યા હોય; તો નાના નોકરની માફક સેવામાં ઉભા કરે. નહીં તો ઉલટો અકળાય–ગભરાય; અને માંદી સ્ત્રીને ગભરાવે. પતિની સેવા સ્ત્રી આ પ્રમાણે કરે; પણ સ્ત્રીને માબાપની સેવામાં મુકીને, પતિ પરદેશ ગયો હોય; તો વૃદ્ધ સાસુ સસરાની સેવા પણ, ખાનદાન બાઇઓ પવિત્ર ભાવથી કરે છે.

તાત્પર્ય–સ્ત્રીના અને સ્ત્રીના સંગીઓના ત્યાગની વાત ચાલે છે. તો સ્ત્રીના સંગીઓને તદ્દન તજી દેવા. અને સ્ત્રીને ઉપર જણાવ્યા પ્રમાણે, અમુક ઠેકાણે તજવી; અને અમુક ઠેકાણે, શાસ્ત્રોએ બતાવેલી મર્યાદાથી સાથે રાખવી.

દેખ્યા સાંભળ્યાના ઝેરની વાત પુરૂરવા કહે છે.

**अदृष्टादश्रुताद्भावान्–न भाव उपजायते ॥**

**असंप्रयुञ्जतः प्राणान्, शाम्यति स्तिमितं मनः ॥२३॥**

**અર્થ—આંખો આદિને, બંધ કર્યા છતાં પણ, જો મન બેચેન રહેતું હોય; તો મને ઇંદ્રિયોદ્વારા, વિષયોનો અનુભવ, પૂર્વે કરેલો હોવો જોઇએ. કારણકે**

---

૨૩ પદચ્છેદ—**अदृष्टात् अश्रुतात् भावात्**–નહીં દીઠેલા અને નહીં સાંભળેલા વિષયમાં. **भावः न उपजायते**–પ્રીતિ થતી નથી. **प्राणान्**–ઇંદ્રિયોને. **असंप्रयुंजतः मनः**–રોકનાર પુરૂષનું મન. **स्तिमितं**–નિશ્ચળ બનીને. **शाम्यति**–શાંત થઇ જાય છે.

**નહીં દીઠેલા, અને નહીં સાંભળેલા પદાર્થમાં, મનને કદિ ઇચ્છા થતીજ નથી. તાત્પર્ય-વિષયોને નહીં દેખાડનાર, અથવા વિષયોને નહીં સાંભળનાર પુરૂષનું મન, શાંત રહી શકે છે. [૨૩]**

૨૩ વિવેચન—

કેટલાએક કહે છે કે-'દેખ્યામાં શું? એમ કાંઇ વળગી પડે?' તેની મનના ઉપર અસર થાય; એજ વળગી પડવાનો અર્થ છે. નાટક સીનેમા જોઇને આવ્યા પછી, ભલે ઊંઘ આવે; પણ એના એ વિચાર, મગજમાં ઘૂમે; અને સ્વપ્નુ પણ એવુંજ આવે. વળી પૈસા ટકાની સગવડ હોય; તો-નાટકમાં અગર સીનેમામાં, રમનારી સ્ત્રીને, જમવા તેડે; કે મળવા તેડે. જાણે દેવી પધાર્યા. એમ ધીમે ધીમે મોહ વધતાં, લાગ પડે; તો આ મોહ ભલાભાઇને, તે નટી સાથે પરણાવી પણ દે. વિશ્વામિત્ર અને પરાશર જેવા તપસ્વીને, દેખવાથીજ મોહ થયો. સૌભરી જેવો તપસ્વી; તેણે જળમાં મત્સ્યનો સંગ દેખ્યો; પરણ-વાનું મન થયું. કરણઘેલાએ માધવ દીવાનની સ્ત્રીને દેખી. 'ભલે ફના થઈ જાઉં; પણ તેને રાણી બનાવું!' એવો મોહ કરણને થયો. પાવાગઢના પતાઇએ, બ્રાહ્મણ બાળાને દેખી. ઘેલો બની ગયો. રા'માંડલીકે મીણલને દેખી. પછી તે એમ બોલ્યો હતો કે-'ફના થઈ જવામાં જે મજા છે; તે મજા ડાહ્યા થઇને, મીણલને તજી દેવામાં નથી.' જહાંગીરે-નૂરજહાંનને દેખી. બસ! હો ચૂકયા. ભાઈબંધ ભાઇબંધને ઘેર જમવા આવ્યા. ગાંડી વહુ, ધણીના ભાઈબંધ સાથે, ઉઘાડે મોઢે વાતો કરવા લાગી. ભાઈબંધને રૂપાળીમાં મોહ થયો. ભાઈબંધે લાગ જોઇને, એવો ઘા કર્યો કે-રૂપાળીના વરને, છૂપી રીતે મારી નાંખ્યો; અને ગાંડી વહુ રાંડી બેઠી. કેસ કોર્ટે આવ્યો; ત્યારે ગાંડી વહુને ભાન થયું કે-નજરનાં ઝેર ભુંડાં છે. બહુ પશ્ચાતાપ થયો. ગુન્હેગારને સરકારે ફાંસી દીધી; પણ રૂપાળીનો ધણી ગયો; તે ગયો. મિત્રો ઘેર આવે છે; ત્યારે કેટલાએક કાલાભાઈ, સ્ત્રીને આગળ કરે છે. કાલી બાઈડી, સુધારાના ડમાકમાં, ટેડી ટેડી, ચાલે છે; અને ચાગલું ચાગલું બોલે છે. આવનાર મિત્રોનાં હૈયામાં, વિષયવાસનાની હોળી સળગાવે છે. લાગ પડે આવનારા, ચૂક્તા નથી.

સહશિક્ષણ—આ પણ મોહનું પ્રદર્શન છે. સારાં સારાં દિકરા દિકરી, માત્ર એક બીજાને જોવાથી, અને એક બીજાને સાંભળવાથીજ, એકબીજા તરફ આકર્ષાય છે. સંસા-રથી અજાણ્યાં બાળકો, પંચાણું ટકા, ખાડમાં ઉતરી પડે છે. કોઈ કોઈ વાર તો શિક્ષણ આપનારા ગુરૂ પણ, લઘુ થઇને-ફોતરા જેવા હલકા થઈને, શિક્ષણ લેનારી બાળામાં લપટાય છે; અને લાગ પડે; તો તે ગાંડી દિકરીને પરણે છે. આ પાપનો પોકાર ઘણો છે. પણ કાંઇ સુધારો થયો; જોવામાં આવતો નથી. યોગ્ય લાગે; તો આપણે પોતે, આ બાબતમાં સુધારો કરી લેવો; તે એવી રીતે કે-આપણી બાળાઓને, સહશિક્ષણની શાળાઓમાં મોકલવી નહીં. બાળાઓના વધારે પડતા ભણતરથી, લાભ ના કરતાં, ઘણી હાની થઇ છે. પહેલું નુકશાન તો-શિયળનો દૃઢ કીલ્લો, હચમચી ગયો છે. જે વાત જસમા સમજી; તે ભણેલી બ્હેનો ૫૦ ટકા સમજી શકતી નથી. બીજું નુકશાન બ્હેનોનું અમોલું ગૃહણીપદ ગુમ થયું છે. નોકર ચાકરોથી, ઘરનો કારભાર ચાલે છે. ત્રીજું નુકશાન ધનનું. ધણીધણી-યાણી ઘણું કમાતા હોય; તો પણ આંધળી દળે; અને કુતરાં ચાટે; એટલે કવરો ઘરમાં

થાય છે. ચોથું નુકશાન વ્હાલી વહુએ, ઘણા ઘણા હેતેથી બનાવેલી રસોઈ, ધણીને અને બાળકોને મળતી નથી. પાંચમું નુકશાન ભોજનની મીઠાશ ઉડી જતાં, આરોગ્યનો ભંગ થાય છે. વિગેરે વિગેરે વિચારી લેવી. આ તમામ કઠણાઇઓ, વધારા પડતા શિક્ષણમાંથી ઉભી થાય છે.

પોશ્રેપ્રેમ—પ્રેમને નામે, શાળામાં ભણતાં પુત્ર પુત્રીઓ, બહુ ઠગાઈ રહ્યાં છે. સુધરેલા મુલકોનું પ્રેમનું ધોરણ, આપણે લગીર પણ કામનું નથી. કુમારીકા એટલે અક્ષતયોની! પરમપવિત્ર જીવન! તેનો સ્પર્શ પણ, કોઇથી થઈ શકે નહીં. તે કોઈની સામે, ઉંચી નજરે જોઈ શકે નહીં. તે કોઇની સાથે એકલી, ફરવા જઈ શકે નહીં. સ્ત્રી એટલે માત્ર સૌંદર્ય, પ્રેમ અથવા વિષયસુખ નથી; પણ જેની કુખે રત્ન પકવવા છે; એવું ઉત્તમ ક્ષેત્ર છે. શિક્ષણમાંથી મળેલા, ફટકીયા મોતી જેવા પ્રેમના સંબંધમાં, શેકસપીયર બોલ્યો છે કે-Young man's love, lies in their eyes; and not in their hearts. કાંઈ સારૂં દેખે; કે તુરત, એક બીજા પ્રત્યે લલચાવું; તે ઠગારો પ્રેમ છે. આ બધા સદ્‌શિક્ષણના ઉપદ્રવો, આપની પાસે રજુ કર્યા. શાંતિથી વાંચો; અને વિચારો!

પુરૂરવા કહે છે કે-'સ્ત્રીઓનો અને સ્ત્રીયોના સંગીઓનો સંગ, ઘણોજ ભયંકર છે; માટે તેમને જોવામાં, અને તેમને સાંભળવામાં લલચાવું નહીં. શ્રી આદ્યશંકરાચાર્ય કહે છે કે-

[ વિવેકચૂડામણિ ]

**बाह्ये निरुद्धे मनसः प्रसन्नता, मनःप्रसादे परमात्मदर्शनम् ।**
**तस्मिन् सुदृष्टे भवबंधनाशो, बहिर्निरोधः पदवी विमुक्तेः ॥३३५॥**

અર્થ—બહારના પ્રાણીપદાર્થોને જોવા, તથા સાંભળવા, બંધ કરવાથી, મનની પ્રસન્નતા વધે છે. [મન હલકું થાય છે. મનમાં કચરો આવતો બંધ થાય છે.] મનની પ્રસન્નતા વધતાં, પરમાત્માનો પંથ મોકળો થાય છે. જ્ઞાન વૈરાગ્યની પવિત્ર પ્રેરણાઓ થાય છે. આ પંથે આગળ આગળ વધી શકાય; તો ભવબંધનો નાશ થાય છે. બહારના નિરોધરૂપી સાધન, મોક્ષને ઘણુંજ અનુકુળ છે. [૩૩૫].

એકાંત—એકાંતનો મહિમા દરેક ધર્મે, ગાયો છે; તે પણ એજ છે કે-કોઇને જોવું નહીં; અને કોઇને સાંભળવું નહીં. આંખ અનેક વિષયોને જોઇને, હૃદયને આપે. હૃદય ખળભળે. કાન અનેક વિષયો સાંભળીને, હૃદયને આપે. હૃદય ખળભળે. પાંચ કર્મેંદ્રિયો, અને પાંચ જ્ઞાનેંદ્રિયો છે. તેમાં આંખ કાનના ઉપદ્રવ ભયંકર છે.

ભયંકર છે છતાં-માણસ જો શ્રીહરિને બરાબર નિહાળે; તો—

'મુખડું મેં જોયું તારૂં, જુગ સરવે થયું ખારૂં.
મુખડાની માયા લાગીરે મોહન તારા.'

શ્રીહરિને શણગારની દરકાર નથી; પણ આ શણગાર, આપણી આંખોને આકર્ષવા માટે છે. આંખો આકર્ષાઇ, શ્રીહરિના ચરણમાં ઠરી જાય; તો બેડો પાર થઇ જાય. દૃષ્ટિ સ્થિર કરવાની વિદ્યાને, યોગીઓ ત્રાટક કહે છે. નાસ્તીકવાદ કહે છે કે-' મૂર્તિઓની જરૂર નથી. મંદિરોની જરૂર નથી.' પણ અનેક સંતો, મૂર્તિદ્વારાજ, પરમપદને પામ્યા છે. આંખે જ ઓળખાણ કરાવી છે.

**કાન**—કાન પણ આંખના જેવીજ, કલ્યાણકારી વસ્તુ છે. તેના પુરાવામાં, રાજા પરિક્ષીત, આત્મદેવનો પુત્ર-ભયંકર પ્રેત-ધુંધુકારી, કપિલ સામે બેઠેલાં દેવહૂતી, જડ ભરતને મળેલો, મહાત્માની રહૂગુણ રાજા! અને આપણા જેવા અનેક, ભગવાનની કથાવાર્તા સાંભળીનેજ, ભગવાનને પામવા તૈયાર થયા છઈએ. કથાવાર્તાનો મહિમા દરેક ધર્મમાં છે.

ગીતા બોલે છે કે—અ. ૫ મો.

**बाह्यस्पर्शेष्वसक्तात्मा, विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा, सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**
**ये हि संस्पर्शजा भोगा, दुःखयोनयः एव ते ।**
**आद्यंतवंतः कौंतेय, न तेषु रमते बुधः ॥ २२ ॥**
**शक्नोतीहैव यः सोढुं, प्राक् शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥ २३ ॥**
**योऽन्तः सुखोऽन्तराराम-स्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्मनिर्वाणं, ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥** વિગેરે વિગેરે

પુરૂરવાર રાજા આગળ કહે છે કે—વિદ્વાનોએ પણ ઇંદ્રિયોનો વિશ્વાસ કરવાનો નહીં—

**तस्मात्सङ्गो न कर्तव्यः, स्त्रीषु स्त्रैणेषु चेन्द्रियैः ॥**
**विदुषां चाप्यविश्रब्धः, षड्वर्गः किमु मादृशाम् ॥ २४ ॥**

**અર્થ—આમ છે તેથી, ઇંદ્રિયો વડે, સ્ત્રીઓનો, અને સ્ત્રીલંપટ પુરૂષોનો સંગ, કદિ કરવો નહીં. વિદ્વાનો પણ ઇંદ્રિયોનો વિશ્વાસ કરતા નથી; ત્યારે મારા જેવા અવિવેકી પુરૂષોથી તો, ઇંદ્રિયોનો વિશ્વાસ, કેમ જ કરાય? ન જ કરાય." [૨૪]**

૨૪ વિવેચન—

જે બાવા સાધુ, બ્રહ્મચારી, મંદિરોના પુજારીઓ, કથાકારો અને એવા બીજા, પંડિતાઈનો અથવા જ્ઞાન ભક્તિનો ડોળ કરીને, સ્ત્રીઓ સાથે સંબંધ રાખે છે; તે અવશ્ય ઠગાય છે. [ વિચારીને વાંચો. ]

સ્ત્રીની બાબતમાં, શ્રીકૃષ્ણે એવો ફેંસલો આપ્યો છે કે—**तस्मात् स्त्रीषु स्त्रैणेषु इंद्रियैः संगः न कर्तव्यः।** તેથી સ્ત્રીઓનો, અને સ્ત્રીયોના સંગીઓનો સંગ, ઇંદ્રિયો વડે કદિ કરવો નહીં. પણ કોઈ એમ કહે કે-અમે તો વિદ્વાન છઈએ. ચાર વેદ અને ચોસઠ કળા ભણ્યા છઈએ. અમે તો સાધુ સન્યાસી કે ત્યાગી છઈએ. બધું ભણી પરવારીને ભેખ લીધો છે. તેમને પણ શ્રીકૃષ્ણ કહે છે કે-**षड्वर्गः विदुषां अपि अविश्रब्धः**-વિદ્વાનોએ પણ, જાણકારોએ પણ, પાંચ જ્ઞાનેંદ્રિયોનો, અને છઠ્ઠા મનનો વિશ્વાસ કરવો નહીં.'

---

૨૪ પદચ્છેદ—**तस्मात्**-તેથી. **इंद्रियैः**-ઇંદ્રિયોથી. **स्त्रीषु स्त्रैणेषु संगः न कर्तव्यः**-સ્ત્રીઓનો અને સ્ત્રીના સંગીઓનો સંગ કરવો નહીં. **च**-કારણ કે-**विदुषां अपि**-વિદ્વાનોને પણ. **षड्वर्गः**-પાંચ જ્ઞાનેંદ્રિયો અને છઠ્ઠું મન **अविश्रब्धः**-વિશ્વાસ કરવા લાયક નથી. **मादृशाम् किम्**-ત્યારે મારા જેવા અવિવેકી પુરૂષોએ તો કેમજ કરાય?

બસ ! બોલનારાઓમાં ઉત્તમ, એવા શ્રીકૃષ્ણનાં આ વચનો છે. પતીત સાધુ સંન્યાસીઓ, પતીત ભક્તો, અને પતીત ગુરૂઓ, આ વચનોનો, એટલો બધો અનાદર કરી રહ્યા છે કે–તેમની વાત કરતાં, આપણને લાજ આવે. ભગવાનના ભક્ત થવું છે; અને ભગવાનની આજ્ઞા માનવી નથી; તે કેમ બને? પગ પૂજવા છે; અને માથું કાપવું છે; તે કેમ બને ? શિષ્ય થવું છે; અને શિખામણ માનવી નથી; તેને જ્ઞાન નજ મળે. દિકરા થવું છે; અને બાપનું કહ્યું માનવું નથી; તેને સુખ નજ મળે. દીવા જેવી વાતો છે. કોઇને પૂછવા જવું પડે એમ નથી. માટે ભૂલચૂક સુધારી લ્યો. બ્હેનોએ પણ યાદ રાખવું જોઇએ કે–શ્રીકૃષ્ણનાં આ વચનોનો, અનાદર કરવાથી, કોઈપણ પ્રકારનો ધર્મલાભ થવાનો નથી; પણ હાની જ થવાની છે.

ભગવાનની આજ્ઞા પાળવી નહીં; અને ભગવાનના ભક્ત થવું; તે પાખંડ છે. ગુરૂની આજ્ઞા પાળવી નહીં; અને ગુરૂના શિષ્ય થવું; તે પાખંડ છે. પિતાની આજ્ઞા પાળવી નહીં; અને પિતાના પુત્ર થવું; તે પાખંડ છે. **आज्ञा गुरूणामविचारणीया**–આજ્ઞા પાળવામાં હા ના કરવી–ડહાપણ કરવું–સામો અવાજ કરવો; તે નર્યું પાપ છે. આ પાપ, એવું અમોઘ છે કે–તે તમારા પુણ્યને ખાઈ જશે. પોતાનાં ડહાપણને તજીને, ઘણી ખુશી સાથે, આજ્ઞા પાળવી; તે ઉગ્ર તપ છે. ઉગ્ર પુણ્ય છે. અમોઘ ફળને આપનારૂં છે. આ બાબતમાં શંકાને સ્થાન નથી. કરી લેવું. પિતાની આજ્ઞાનો ભંગ કરવા માટે, યયાતિ રાજાએ, યદુ આદિ ત્રણ મોટા પુત્રોને, નાલાયક ઠરાવીને, નાના પુત્ર પુરૂને રાજગાદી આપી હતી.

ધર્મ પાઈ એ પાઈની વસ્તુ નથી.

જળ ઊંડું વહાણ ભાંગલું, કાંઠો ક્યાંઈ ન કળાય !
જેના ખૂટયા ખારવા, તેને ચારે દિશાના વા વાય.

ધર્મ ઘણોજ ગહન વિષય છે. આ શરીરરૂપી વહાણ, ઘણુંજ કમજોર છે; અને ક્ષણભંગુર છે. પરમાત્મા વસ્તુ ઘણે દૂર છે. આવી સ્થિતિમાં ઇંદ્રિયોરૂપી ખારવા, અથવા આપણી પોતાની વૃત્તિઓરૂપી ખારવા, આપણા વહાણને બૂડાડે, તો આપણા ભુંડા હાલ થાય.

વિદ્વાનના સંબંધમાં, કથાકારોના સંબંધમાં, ભકતોના સંબંધમાં, ભર્તૃહરિ બોલ્યા છે કે. [ શૃંગારસતક ]

રાગ–માલિનીવૃત્તમ્

**भवति वचसि संग-त्यागमुद्दिश्य वार्ता ।**
**श्रुतमुखरमुखानां, केवलं पंडितानाम् ।**
**जघनमरुणरत्न-ग्रंथिकांचीकलापं ।**
**कुवलयनयनानां, को विहातुं समर्थः ॥५॥**

અર્થ—કથા વાર્તાઓમાં, વાચાળ પંડિતો, એમ કહેતા હોય છે કે–'સ્ત્રીનો સંગ કરવો નહીં!' પણ આ કાર્ય એટલું બધું અઘરૂં છે કે–સ્ત્રીઓમાં અનાયાસે એટલો બધો મોહ થઇ પડે છે કે–સ્ત્રીઓની કેડનો ભાગ, કે જેના ઉપર, લાલરત્નોથી ગુંથેલો કંદોરો હોય છે. તે ભાગને તજવા, કોણ સમર્થ છે. [૫]

એટલા માટેજ, ઉપર ૨૩મા શ્લોકમાં કહ્યું કે-'સ્ત્રીઓને જોવી; અને સ્ત્રીઓની વાતો સાંભળવી; તે અનેક ઉપદ્રવોનું કારણ છે. જ્યાં નાગા વસતા હોય છે; ત્યાં ધોબીનો ધંધો ચાલતો નથી. જ્યાં નિર્ધન વસતા હોય; ત્યાં ચોર હેરા ફેરા ખાતા નથી; તેમ જ્યાં સ્ત્રીનાં દર્શન પણ નથી; ત્યાં પુરૂષ લંપટ થઇ શકતો નથી.

**નજરનાં ઝેર**—દશમ સ્કંધમાં, પુસ્તક ૧૫ ના ૩૦૨૦ મે પાને, એક દષ્ટાંત છે. તેમાં એવી વાત છે કે-એક વચન સિદ્ધિ પામેલા, પરમહંસ પરિવાજકાચાર્ય સાધુ, માત્ર સંસર્ગથી ભયંકર રીતે ગબડી પડયા હતા. તેમાં શેઠનો ગુરૂભાવ, ગુમાસ્તાની ખબડદારી, અને સ્ત્રીનો પ્રભુ આશ્રય-આંખે તરી આવે; એવા પ્રસંગો છે. તે દષ્ટાંત પછી ૩૦૨૭ મે પાને એક બીજું દષ્ટાંત છે. તેમાં એવી વાત છે કે-રાજાની રાણી, માથે નાહીને, પોતાના વાળ ખંખેરતી હતી. તે વખતે તે રાણી, એક ખવાસની નજરે પડી. બસ હો ચૂકા ! ખવાસ ઘેલો થઇ ગયો. ખવાસણ ગભરાઈ ગઇ. તે દષ્ટાંતમાં ખવાસણનો અને રાજાની રાણીનો સંવાદ, ચિત્તડું ચળી જાય એવી વાતો છે. જુના જમાનાનો માનવી, જાણે નવી દુનિયામાં આવીને ઉભો રહ્યો; એવી રંગભૂમિ છે. અવકાશે વાંચજો. [હવે તો દશમસ્કંધ આપને ઓરડે આવ્યો હશે. ન આવ્યો હોય; તો તારથી મંગાવો ! હાલ વાંચવા નવરા ન હો; તોપણ મંગાવીને, પેટીમાં મૂકી દ્યો. પછી વાંચજો. ટાણે મળે; તે નાણે ન મળે !

[અભિમાન કરીને લખતો નથી; અભિમાન અમારે હોયજ નહીં. આ તો પેઢીની શોભા છે. પણ હજી આવી સરલ અને સચોટ ટિકા, ગુજરાતી ભાષામાં, લખાણીજ નથી. આ એક જ છે; તપાસ કરો; મેળવીને ખાત્રી કરો ! ]

---

વચ્ચે કહી દઉં—

૧ નકામા પત્રો કેમ ?—વૈશાકના અંકમાં પહેલે પાને, સૂચવ્યું હતું કે-આપણે ૧-૬-૪૨ ને બદલે, ૧-૭-૪૨ મળશું; તો પછી નકામા પત્રો કેમ લખ્યા ? માસીક વાંચતા નથી ?

૨ કોઇ પણ અંક ન મળ્યો હોય; તો બરાબર તપાસ કરીને, તુરત લખવું. દરેક પત્રમાં ગ્રાહક નં. જણાવવો. ૩ આ અંક સાથે આઠ પાનાં વધારે છે.

---

આ ૨૪ મા શ્લોકના સંબંધમાં, વિચાર સાગર બોલે છે કે-[પંચમતરંગ]

ચોપાઇ—જહર કટાક્ષ નૈનશર ઔરે, તાનિ કમાન ભૌંહ યુગ જોરે.

મારત સારત હિય સબ જનકો, વિજ્ઞહૂં બચત ન, કિ શઠ બચતે ?

અર્થ—સ્ત્રીના કટાક્ષરૂપી બાણ, પુરૂષના હૃદયમાં સોંસરા ઉતરી જાય છે. આ બાણોથી વિદ્વાન્ પણ બચતા નથી; તો પછી મૂર્ખ તો કેમ બચે ? નજ બચે. [૮૫]

સ્ત્રી તરફ કેવી રીતે ધીમે ધીમે માણસ લલચાય છે; તે ભર્તૃહરિ કહે છે—[શૃંગારશતક]

**अदर्शने दर्शनमात्रकामा, दृष्ट्वा परिष्वंगरसैकलोला: ।**

**आलिंगितायां पुनरायताक्ष्या-माशास्महे विग्रहयोरभेदम्** ॥७१॥

અર્થ—પુરૂષને પ્રથમ સ્ત્રીને જોવાની માત્ર, ઇચ્છા થાય છે. પછી તેને ભેટવાના રસમાં, મતિ ખેંચાય છે. પછી બન્નેનું શરીર એક થાય; એવી ઇચ્છા પ્રબળ થાય છે. [૭૧]

જેમ વિજળીનો જબકારો, ઘણે દૂર, પ્રકાશને ફેંકે; તેમ સ્ત્રીનાં માત્ર દર્શન, હૃદયમાં ઘણે દૂર, તાલાવેલી ઉભી કરે. હવે મોટાઓનો ઇતિહાસ, ભર્તૃહરિ રજુ કરે છે—[શૃંગારશતક]

શાર્દૂલવિક્રીડિતમ્—

**विश्वामित्रपराशरप्रभृतयो, वाताम्बुपर्णाशनाः।**
**तेऽपि स्त्रीमुखपंकजं सुललितं, दृष्ट्वैव मोहं गताः॥**
**शाल्यन्नं सघृतं पयोदधियुतं, भुंजंति ये मानवाः।**
**तेषामिंद्रियनिग्रहो यदि भवेद्-विंध्यस्तरेत् सागरम् ॥९५॥**

અર્થ—વિશ્વામિત્ર અને પારાશર જેવા ઋષિઓ, જેઓ વાયુ, જળ, અને પાંદડાં ખાઇને રહેતા હતા; તેઓ પણ, સ્ત્રીનાં સુંદર મુખને દેખીને, તેમાં મોહ પામ્યા હતા. ત્યારે જે માણસો, ઘી, દૂધ, દહીં ભાત ખાય છે; તેઓના ઇંદ્રિયનિગ્રહની વાત, ઘણી જ કઠીન છે. [૯૫]

કઠીણ છે; છતાં, ઘણાએ તે વાત કરી બતાવી છે; માટે ગભરાવું નહીં. હિંમત રાખીને ઇંદ્રિયનિગ્રહનો પ્રયત્ન કરવો. આહાર સાદો, અને પવિત્ર લેવો. વિહાર, જ્યાં મનને મોહ ન થાય; ત્યાં જવું. મોહનાં સ્થળ તજી દેવાં. ઇંદ્રિયનિગ્રહ કરી ગયા છે; એવા ગૌતમ, મહાવીર, શ્રીઆદ્યશંકરાચાર્ય વિગેરે સમર્થ પુરૂષોનાં ચારિત્ર, નજર સામે રાખવાં. પોતાની સ્ત્રી સાથે પણ, ઘડીક રહેવું; અને ઘડીક નહીં. વળી સ્ત્રીને પિયર જવું પડે; અથવા આપણા માતા પિતાની સેવામાં રોકાવું પડે; તો તે પવિત્ર તકનો લાભ લઇને, સ્ત્રીથી વિખુટા રહેતાં શીખવું. સ્ત્રીએ પણ, આવી પવિત્ર તકોનો લાભ લઇને, પતિથી વિખુટા રહેતાં શીખવું. સંસારનાં સુખ, ઘણાં જ મોહક છે; છતાં અટપટાં છે. વિલક્ષણ છે. કયારે માળો વિંખાશે; અને કયારે એકબીજાં વિનાનાં, અચાનક થઇ જશું; તે ખબર પડતી નથી. તાલીમ લીધેલા ઘોડા, રણના મેદાનમાં, તોપોના અવાજથી ડરતા નથી; તેમ વિખુટા રહેવાની તાલીમ લીધેલાં સ્ત્રીપુરૂષ, સંસારના મેદાનમાં, રંડાપાના ધડાકાથી, બહુ ગભરાતાં નથી. કલઇનો રૂપૈયો—કે જે, ત્રણે કાળમાં ખોટો છે; તે ખોવાઈ જતાં, ગભરામણ શી? તેમ સંસાર કે જે, ત્રણે કાળમાં ખોટો છે; તે ખોવાઇ જતાં—બગડી જતાં—ગભરામણ શી? તે ખોવાઇ જતાં, ભાર મટયો. હૈયું હલકુ થયું. શ્રીહરિને ભજવાની અવકાશ મળી. આંખનાં પડળ ઉતર્યાં; મોહનાં નિર નિતર્યાં. નહોતું સમજાતું; તે સમજાયું. તો પછી પ્રાપ્ત થએલો સમય, ઠીક કે અઠીક? વિચાર કરી જોજો. વિચાર કરતાં, દુઃખથી ભરેલું કાળજું; કાંઇક હલકું થશે.

The wheel of the life, is ever on the round;
While one side's up, the other on the ground.

માનવીની જીંદગીનું ચક્ર, ફર્યા કરે છે. એક સરખું રહી શકતું નથી. તે ચક્રની એક બાજુ જ્યારે ઉંચી (સુખમાં) હોય છે; ત્યારે તેની બીજી બાજુ, નીચી (દુઃખમાં) હોય છે.

**સારી સંતતિ**—સારી પ્રજા ઉત્પન્ન કરવા માટે, ઋષિઓએ સ્ત્રીરૂપી ક્ષેત્રની, એટલી બધી રક્ષા કરી છે કે—તેનો વિચાર કરીએ; તો આપણને ઘણો આનંદ થાય. વાણીયા, બ્રાહ્મણ અને ક્ષત્રિય, ઉંચા ગણાય છે. તે સ્ત્રીરૂપી ક્ષેત્રની ઉત્તમ રક્ષાથી છે. આ ત્રણે કોમમાં, સ્ત્રી એકવાર પરણી; તે પરણી. પતિ તો એક જ. કદિ સંસાર રમતાં, સ્ત્રી, સંસારબાજી હારી જાય; એટલે વિધવા થાય; તો ભલે તે ક્ષેત્ર, ખાલી પડયું રહે; પણ તે ક્ષેત્રમાં, મરનારના ભાઈ બાપ, કોઈ સંતતિ ઉત્પન્ન કરી શકે નહીં. ખીલેલો ગુલાબનો ગોટો,

ભલે પડયો પડયો કરમાઇ જાય; પણ કોઇથી સુંઘાય તો નહીંજ. તાત્પર્ય–વસ્તી ન વધે; તો કાંઇ નહીં; પણ પશુ જેવો વહીવટ દાખલ કરીને, પશુ પેદા ન કરવાં. પતિમાં ધારણ કરેલા અનન્ય ભાવથી, જે કાંઇ સંતતિ મળે; તેમાંજ સંતોષ ! સંતતિ માટે સ્ત્રીએ, અન્ય પાસે જવાય જ નહીં. જેમ જીવને માથે એકજ ઇશ્વર; તેમ આ ઉત્તમ બ્હેનોને માથે, એકજ પતિ ! જેમ જીવને ઇશ્વરમાં તલ્લિનતા, તેમ બ્હેનને પતિમાં તલ્લિનતા. આ પ્રમાણે પતિપત્નીનાં મન, વાણી, અને કર્મ એક થતાં; જે સંતાન પ્રાપ્ત થાય; તે સંતાન, કુળ મર્યાદાને સાચવે. તે સંતાનમાં પૂર્વજોનું ગૌરવ ટકી શકે. 'અમે તો બ્રાહ્મણ! અમારે એમ ન કરાય;' એમ શુદ્ધ બ્રાહ્મણ બોલી શકે. 'અમે તો ક્ષત્રીય, અમારી કુળ રીતિ જુદી હોય;' એમ શુદ્ધ ક્ષત્રીય બોલી શકે. 'અમે તો શુદ્ધ રઘુવંશી રાજા રામનો પરીવાર; અમે સૂર્યવંશી;' એમ શુદ્ધ સૂર્યવંશી હોય; તે બોલી શકે. 'અમે પુરૂકુળના બાળક, ઋષિકન્યા સામે, કુદૃષ્ટિ ન કરીએ.' એમ દુષ્યંત શકુંતલાને જોઇને, બોલ્યો હતો. ગુરૂ ગોવિંદસિંહના બે બાળકોએ, મુસલમાન ધર્મ ન સ્વિકાર્યો. તેથી તેમને ભીંતમાં ચણી લેવામાં આવ્યા હતા. તે એજ ગૌરવ કે 'અમે ગુરૂ નાનકના બચ્ચા.' હિંદુ ધર્મે, અને હિંદુ સમાજે, એટલું બધું ઊંચું શિક્ષણ આપ્યું છે કે–"સ્ત્રી, ફના થઇ જવામાં મજા માને; પણ પતિ સિવાય અન્યને, પોતાના અંગનો સ્પર્શ કરવા દે નહી" વળી ઉત્તમ જ્ઞાતિના પુરૂષોને, જેની તેની ભોગવેલી સ્ત્રી (નાતરાની સ્ત્રી) ન મળે; પણ અક્ષતયોની–**अनाघ्रातं पुष्पं** મળે. સુંઘેલું પુષ્પ, દેવને ન ચડાવાય; તેમ **अनाविद्धं रत्नं**–કોઇથી નહીં ભોગવાયેલી કન્યા, ઉત્તમ જ્ઞાતિના પુરૂષને મળે. વળી તે કન્યા, પોતાની જ્ઞાતિની જ હોવી જોઇએ. ઘોડો અને ઘોડીનો સંગ થાય; તો જ તેમાંથી ઘોડો પેદા થાય. ઘોડો અને ગધેડીનો સંગ થાય; તો તેમાંથી ખચ્ચર પેદા થાય. વિષય લોલુપ પ્રજાને, એટલો બધો અંધાપો આવી ગયો છે કે–ખચ્ચરની ઉત્પત્તિની, દીવા જેવી વાત છે; પણ તે તેમને દેખાતી નથી. ગધેડી ઉંચા કુળમાં ગઇ; પણ તેનું સંતાન ઘોડો નહીં; પણ ખચ્ચર ! કુદરતના આ ખેલ, સમજુ લોકોએ ખ્યાલમાં રાખવા જેવા છે.

સમાજમાં સુંદર બંધન, રેઢીયાર પશુ જેવાં, માનવીઓને, ગમતાં નથી. બંધનના ઊંડાણમાં, ઉત્તમ સંતતિ, અને વિષયસુખના ઉપર મજબૂત અંકુશ–આ બે શણગાર, સંતાડી રાખ્યા છે. વળી આ રહસ્યને પુરૂષો સમજી શકે; તો–કોઇની ભોગવેલી સ્ત્રી, એટલે પરદારા; તે સ્ત્રી સામે, પુરૂષોએ કુદૃષ્ટિથી જોવાય જ નહીં. મન, વાણી અને કર્મે કરીને, જે પતિપત્ની એક હોય; પ્રસન્ન હોય; તેને પ્રજા ઉત્પન્ન કરવાની રજા છે. કારણકે માનવીની પ્રજા, તે કીડી મકોડી જેવી નમાલી નથી. માનવીની પ્રજામાં, પ્રભુને પામવાની હીકમત છે. માનવી બીજા નંબરના પ્રભુ છે.

મત્સ્યગંધા (માતા)ની આજ્ઞાથી, વેદવ્યાસે, અંબિકામાં અને અંબાલિકામાં, પુત્ર ઉત્પન્ન કર્યા હતા. પણ વ્યાસ પોતાના પતિ નહીં હોવાથી, અંબિકાએ, સંગ વખતે, આંખે પાટા બાંધ્યા હતા. તેનો પુત્ર, ધૃતરાષ્ટ્ર અંધ થયો હતો. અંબાલિકાએ વ્યાસના સંગ વખતે, પોતાના અંગને ઢાંકી રાખવા, અંગ ઉપર ચંદન ચોપડયું હતું. તેને પીળા રંગનો પાંડુપુત્ર થયો હતો. તાત્પર્ય–પતિ સિવાય અન્યનો સંગ કરતાં, સ્ત્રીને ભારે સંકોચ રહે છે. એવા સંકોચમાં વાવેલા પુત્રો, કાણા બોબડા હોયજ. પતિ પત્નીનો સંગ, એટલે ઘણીજ નિર્ભય

રીતે, જીવનું શિવમાં મળી જવું. તેને વેદાંતીઓ અદ્વૈત કહે છે. એકમાં એક નાંખતાં, બે થાય; પણ એકમાં એક નાંખતાં, એકજ થાય–અદ્વૈત–એવું પતિ પત્નીનું જોડું, ઘણુંજ પવિત્ર છે. દંપતી ભાવે ઘણીજ નિર્ભયતાથી, અને ઘણાજ હરખથી, પ્રાપ્ત કરેલી પ્રજા–તે ભારતના સંતાન છે. હવે આપ સમજી શકશો કે–શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ભોગવેલું વિષય-સુખ, નિંદ્ય નથી; પણ જરૂરનું છે. માતાપિતાની પણ, તેમાં સંમતિ છે. સારી સંતતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા દંપતીએ, સ્વચ્છંદને હાંકી મુકીને, ઘણાજ પવિત્ર રહેવું. હવે બસ !

કલ્યાણ કેટલું છેટું ?–વિષયોથી વિખુટો પડે; એટલું છેટું ! ચાટલું સવળું રાખીએ; તો આપણું સ્વરૂપ, આપણી સામેજ દેખાય છે; અને ચાટલું અવળું કરીએ; તો આપણું સ્વરૂપ, કોણ જાણે ક્યાં ગયું; તેનો પત્તો લાગતો નથી. તે પ્રમાણે આપણું મન સવળું થાય–જીતેંદ્રિય રહે; તો પરમાત્મા દૂર નથી; અને મન અવળું થાય; વિષય લોલુપ થાય; તો પરમાત્મા ઘણે દૂર છે.

હવે પુરૂરવા ક્યાં છે ?–પૂર્વે જોયેલો કામી પુરૂરવા, તે હવે નથી. હવે તો તે, સંયમી પુરૂરવા છે. મનુષ્ય અવતારને, મોટો કહેવાનું કારણ, એટલુંજ છે કે–તે અવતારમાં, માણસ બદલાઇ શકે છે. પાઇનો હોય; તે લાખનો થઈ શકે છે. બીલ્વમંગળ જેવા રંડીબાજી પુરૂષ, સંત થઇ શકે છે. ચિંતામણી જેવી વેસ્યા, પ્રાતઃસ્મરણીય થઈ શકે છે. બાળક જેમ જેમ મોટો થાય છે; તેમ તેમ, આસપાસના સંસ્કારો લેતો રહે છે; અને તે પ્રમાણે બદલાતો જાય છે; તે પ્રમાણે પોતાને ઘડતો જાય છે. આટલી વાત સાંભળ્યા પછી, આપ ત્વરાથી સમજી શકશો કે–સમાજને નાટક સીનેમા, અથવા વિલાસી નોવેલોની, બીલકુલ જરૂર નથી. પણ સત્સંગ મંડળોની ઘણીજ જરૂર છે. આવા ઉત્તમ વિચારથી, ગઈ રામનવમીએ દિલ્હી દરવાજા બહાર, ગરીબ લોકોની વસ્તીમાં, સત્સંગમંડળ ખોલ્યું છે. દર વરસે ૧૦૦ રૂપૈયા ભાડું કરીને, જમીન રાખી. ઉપર રૂ. ૬૫) લગભગ ખર્ચ કરીને, મંડપ બાંધ્યો છે. પુરૂષોત્તમ માસમાં ઘણા લોકોએ લાભ લીધો. દ્રવ્યની કમાણીમાં રૂ. ૨૫–૩૦ થયા છે. બાકી આત્માનો આનંદ, અથાગ લૂંટયો. ઘણાંનાં જીવન બદલાઈ ગયાં છે. 'કોઈ ભાઈ મદદ કરે; તો કામ કરૂં !' એમ કહેનારને, આવો આનંદ મળતો નથી. અને જે મદદ કરે; તે મહા માની હોય છે. મંડપ વચ્ચે હોકો લઇને બેસે. ઠપકો દઇએ; તો મંડપ વીંખી નાંખે. માટે આવાં ઉજળાં કામ, પોતાના પગ ઉપર ઉભા રહીને, બ્રાહ્મણે કરવાં જોઈએ. તેમાં ઘણીજ મજા છે. પાકી સ્વતંત્રતા છે. ટાઇમસર લોકો દોડયાં આવતાં હતાં. બે કલાક શાંતિથી બેસી જતાં હતાં. કાફલો જબ્બર હેતો; છતાં અવાજ બીલકુલ નહીં. પ્રાતઃકાળ, બ્રહ્મ મૂહુર્ત ! મંડપની આસપાસ પાણી છંટાઇ જવાથી, મંદ મંદ પવન પણ, સાંભળવા દોડયો આવતો હતો. વ્યાસપીઠ ઉપર બેસનાર, ધનવાનોથી લગીર પણ દબાય; એવો લાચાર, ન હોવો જોઇએ. શાસ્ત્રોને આધારે, અને શ્રીહરિને શરણે રહીને, બેપરવાએ ધડધડાટ વાતો કરવી જોઇએ. વિદ્યા અને ચારિત્ર સાફસુફ રાખવાં. શબ્દના આડંબરની પણ, જરૂર નથી. ભાષા સાદી અને સરલ, છતાં ભક્તિભાવથી રસીક જોઇએ. લાચારીમાં, સમાજે લાખો ખોયા છે; અને બ્રાહ્મણે બ્રાહ્મણપણું ખોયું છે. બીજા ધંધાવાળા, ધંધામાં ઘણા નુકશાન વેઠે છે; માટે બ્રાહ્મણોએ પોતાના ધંધામાં, રાજીખુશીથી, આવું પવિત્ર નુકશાન વેઠી લેવું. લગીર પણ અકળાવું નહીં. માથે શ્રીહરિ હાજર છે. પેઢી તેમની છે. રાજીખુશીથી સેવા કરવી.

કર્તવ્યમાં પાછા હઠવું નહીં. કહેવાનો હેતુ એ છે કે-પુરૂરવા જેવા અનેક છે. તેમને સત્સંગ-મંડળનો લાભ દેવો. જરૂર જીવન પલટો ખાશે. આ લાભ ઓછો નથી.

પુરૂરવાના પશ્ચાતાપની, આ પ્રમાણે પૂર્ણાહુતી કરીને, પ્રભુ આગળ જે કહે છે; તે સાંભળો—

**श्रीभगवानुवाच—**

**एवं प्रगायन् नरदेवदेवः, स उर्वशीलोकमथो विहाय ॥**
**आत्मानमात्मन्यवगम्य मां वै, उपारमज्ज्ञानविधूतमोहः ॥२५॥**

**અર્થ—ભગવાન કહે છે કે-ઉપર પ્રમાણે ગાતો, તે રાજાધિરાજ પુરૂરવા, પછી ઉર્વશીના લોકને તજી દઇને, હું કે જે, પરમાત્મા છઊં; તેને પોતામાંજ જાણીને, જ્ઞાનથી મોહ મટી જતાં, ઉપરામ પામ્યો. [૨૫].**

૨૫ વિવેચન—

**अवश्यं यातारः** [ વૈરાગ્યશતક ૧૬ ] વિગેરે શબ્દોથી, ભર્તૃહરિ બોલે છે કે 'વિષયો ઘણો કાળ રહે; તો પણ આખરે, તે જવાના છે-રહેવાના નથી. તો પણ તે જાય; તે પહેલાં, રાજીખુશીથી વિષયોનો ત્યાગ કરવામાં આવે; તો માનવીનું ડહાપણ અંકાય છે. ચોર લુંટવા આવે; તે પહેલાં, પુણ્યદાન કરી દેવાથી, જેટલો સંતોષ થાય છે; તેથી અધિક સંતોષ, વિષયોને, તે મંદ પડી જાય; તે પહેલાં તજી દેવામાં છે.

**अज्ञानन् माहात्म्यं, पततु शलभो दीपदहने** [ વૈરાગ્યશતક ૨૧ ] વિગેરે વચનોથી ભર્તૃહરિ બોલે છે કે-'અગ્નિમાં પડવાના પરિણામને, નહીં જાણનાર પતંગીયું, ભલે અગ્નિમાં પડે; મચ્છીમારે જળમાં નાંખેલી જાળના પરિણામને, નહીં જાણનારૂં રાંકડું માછલું; ખાવાની લાલચે, ભલે જાળમાં સપડાય; પણ આપણે માનવી-ઈશ્વરનો અંશ-જ્ઞાન વૈરાગ્યની સંપૂર્ણ સગવડવાળા, વિષસુખની લાલચમાં પડેલાં અનેકને, દુઃખમાં પછાડા મારતાં દેખીએ; છતાં કાં વિષયસુખ માટે, વલખાં મારીએ! આ ઓછું શરમાવાનું નથી.

**भोगे रोगभयं** [ વૈરાગ્યશતક ૩૪ ] વિગેરે શબ્દોથી, ભર્તૃહરિએ કહ્યું છે કે 'ભોગ ભોગવવા; એટલે રોગને આમંત્રણ દેવું. દુકાનના ચેવડા ખાનારા, બીડીઓ પીનારા, ખોંખોં કરતા હોય છે. સ્ત્રીના સુખમાં જે તલ્લીન રહેતા હોય; તેમણે ટુંક મુદતમાં, હોસ્પીટલના ખાટલા ઉપર સુવા, તૈયાર રહેવું જોઇએ.

રાગ-શાર્દૂલવિ૦

**दृष्टं स्पष्टमपीत्थमेव विदितं, स्वर्णं दरिद्रैर्जनैः ।**
**सत्ता तस्य न लभ्यते हतभगैर्-भाग्यं विना सर्वथा ॥**
**आत्मा तद्वदसौ श्रुतोऽपि च मतो, ज्ञातोऽपि न लभ्यते ।**
**साक्षात् केवलचिद्‌घनो विषयिभिर्-वैराग्यभाग्यं विना ॥**

---

૨૫ પદચ્છેદ—**अथ**-પછી. **सः नरदेवदेवः**-તે સમ્રાટ્. **एवं प्रगायन्**-એ પ્રમાણે ગાતો ગાતો. **उर्वशीलोकं विहाय**-ઉર્વશીના લોકને તજીને. **मां आत्मानं आत्मनि अवगम्य**-હું કે જે પરમાત્મા છઊં, તેને દેહમાં જાણીને. **ज्ञानेन विधूतः मोहः यस्य सः**-જ્ઞાનથી જેનો મોહ ધોવાઇ ગયો છે એવો પુરૂરવા. **उपारमत्**-ઉપરામ પામ્યો.

ભાવાર્થ—ગરીબ લોકોએ, સોનાને જોયું; તથા 'આ સોનું છે' એમ બરાબર જાણ્યું પણ ખરૂં. પણ સારાં ભાગ્ય વિના. સોનું પ્રાપ્ત થઇ શક્યું નહીં. તેમ 'આત્મા કે જે, એક છે; તથા ચૈતન્ય ઘન આત્મા છે;' એમ વિષયી પુરૂષો સાંભળે; તથા સારી રીતે સમજે; તો પણ વૈરાગ્યરૂપી ભાગ્ય વિના, વિષયી પુરૂષો, આત્માને મેળવી શકતા નથી.

તાત્પર્ય—આત્મ પ્રાપ્તિમાં, વૈરાગ્ય મુખ્ય છે. પણ મનરૂપી ચોરને, વૈરાગ્ય બીલકુલ ગમતો નથી. આ સંસાર તજીને વૈરાગી બન્યા છે; તે પણ સોએ નેવુ ટકા, કપડાથી વૈરાગી છે; મનથી વૈરાગી નથી. મન નામના ચોરને, જ્યારે જનક વૈદેહીએ પકડયો—ત્યારે તે–અષ્ટાવક્ર પાસે હસતો હસતો બોલ્યો હતો કે—

**प्रबुद्धोऽस्मि प्रबुद्धोऽस्मि, दृष्टश्चोरो मयाऽऽत्मनः ।**
**मनो नाम निहन्म्येनं, मनसाऽस्मि चिरं हृतः ॥**

અર્થ—આજ હું સમજ્યો ! આજ હું સમજ્યો ! આજ મેં મારા આત્માના ચોરને દેખ્યો. તે મારૂં મન પોતે છે; તે મનને હું, આજ મારી નાખું છઉં. ઘણા લાંબા વખતથી, આ મને, મને મારી નાખ્યો હતો.

પશ્ચાતાપ—ભૂલ તો થાય; પણ ભૂલ કબુલવી; અને માફી માગવી; પાછા વળી જવું; તે મરદોનું કામ છે. અવળચંડાઓનું, અગર નાદાન જીવોનું, તે કામ નથી. રસ્તો ભૂલાય; પણ ખબર પડે; ત્યારે ડહાપણ પડયાં મેલીને, રસ્તે ચડી જવું; તે ડાહ્યાનું કામ છે. પુરૂરવા રસ્તો ભૂલ્યો હતો. તેને ભૂલનું ભાન થયું; ત્યારે તેણે ઉર્વશીના શોકનો ત્યાગ કર્યો; અને **ज्ञान विधूतमोहः**–જ્ઞાનથી જેણે મોહને ધોઇ નાંખ્યો છે; એવો તે ડાહ્યો બન્યો. શુદ્ધ પશ્ચાતાપની ભઠ્ઠીમાં, અનેક જન્મનાં પાપ બળી જાય છે. **उपारमत्**–પ્રવૃત્તિને–પ્રપંચને પડતો મેલીને, તે શાંતિમાં આવીને વસ્યો.

ઓહો—આપણે સૌ, આવી અનેક ભૂલ કરી રહ્યા છઇએ. આપણને ભૂલનું ભાન થાય કે તુરત, થએલી ભૂલોનો, હૃદયથી પશ્ચાતાપ કરીને, સાચે રસ્તે આપણે આવતા રહેવું જોઇએ. નવરા પડો ત્યારે ગાજો કે—

એવોરે દિવસ કયારે આવશે, જે દિન શાંતિમાં વાસ;
હુંને મારૂંરે ટળી જશે, ટળશે ત્રિવિધિના તાપ—ભૂલ્યો મન ભ્રમરા તું૦

બીજી એ વાત છે કે–જ્ઞાનના શુભ સંસ્કારોને, હૃદયમાં ઘાલી દેવાની, ઘણી જરૂર છે. આફતમાં તે રસ્તો બતાવે છે. પુરૂરવાને રસ્તો બતાવનાર, પૂર્વના સંસ્કારો છે.

હવે પ્રભુ આગળ કહે છે—

**ततो दुःसङ्गमुत्सृज्य, सत्सु सज्जेत बुद्धिमान् ॥**
**सन्त एतस्य छिन्दन्ति, मनोव्यासङ्गमुक्तिभिः ॥२६॥**

**અર્થ—એટલા માટે બુદ્ધિમાન્ પુરૂષે, નીચ લોકોનો સંગ છોડી દઇને, સત્પુરૂષનો સંગ કરવો. કારણકે સત્પુરૂષ, પોતાનાં વચનોથી (ઉપદેશથી), તેના મનની આસક્તિને કાપી નાંખે છે. [૨૬] અપૂર્ણ.**

---

૨૬ પદચ્છેદ—**ततः**–તેથી. **बुद्धिमान्**–બુદ્ધિવાળા પુરૂષે. **दुःसंगं उत्सृज्य**–નીચ લોકોનો સંગ છોડી દઇને. **सत्सु सज्जेत**–સત્પુરૂષોનો સંગ કરવો. **संतः**–સત્પુરૂષો. **एतस्य मनोव्यासंगं**–તે પુરૂષના મનની આસક્તિને. **उक्तिभिः छिंदंति**–વચનોથી કાપી નાંખે છે.

નોંધ—આ અંકમાંથી 'સીતત્ત્વ'નું પુસ્તક જુદૂં કર્યું છે. કીંમત ૦–૪–૦ પોસ્ટેજ ૦–૧–૦.

રે. નં. ૩૩૫ Registered No. B. 1434.

श्रीसद्गुरवे नमः

# શ્રીમોક્ષપત્રિકા.

## શ્રીમદ્ ભાગવત-એકાદશસ્કંધ

[ શ્રીકૃષ્ણ ઉદ્ધવ સંવાદ ]

તંત્રી અને પ્રકાશકઃ-રામશંકર મોનજી ભટ્ટ, હાજાપટેલની પોળ, મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદઃ-ધી ડાયમંડ જ્યુબીલી પ્રિન્ટીંગ પ્રેસમાં, પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.

પુસ્તક ૨૩ મું. ] અષાડ માસ સં. ૧૯૯૮ તા. ૧-૮-૪૨ [ અંક ૬ ઠ્ઠો

## એકાદશસ્કંધ

### અધ્યાય ૨૬ મો ચાલુ.

[ ગયા અંકના ૨૬૭૨ મા પાનાથી આગળ ]

**વિશેષમાં**-જેઠના અંકમાં,પુરૂરવાનો પશ્ચાતાપ પૂરો થયો; વિશેષમાં કહેવાનું-કે-સ્ત્રી વિના ચાલે એમ નથી; સ્ત્રી સાથે સદા રહો છો; છતાં સ્ત્રીને નહીં સમજો; તો તમે ગુન્હેગાર ઠરશો. રાજા રાજ્ય લક્ષ્મી ઉપર કુદે; તેમ ગૃહસ્થ, ગૃહલક્ષ્મી (સ્ત્રી) ઉપર કુદે છે-શોભે છે; છતાં સ્ત્રીને નહીં ઓળખો; તો તમે ગુન્હેગાર ઠરશો. કેટલાએકની માન્યતા એવી હોય છે કે-'સ્ત્રી એટલે પશુપક્ષી કરતાં કાંઇક સારૂં; બાકી હલકું પ્રાણી ! આ માન્યતા ગાંડીયાઓની હોય છે. જે સંસારને સમજ્યા ન હોય; તે ગાંડીયા ગણાય છે. દરેક બાબતમાં ઠીક અઠીક તો હોય. સ્ત્રી અઠીક રહેવાનું કારણ, એ છે કે-તેને શુભ સંસ્કાર મળ્યા નથી. રામ ગાદીએ બેઠા; ત્યારે સીતાજી અરધું રાજ્યાસન દબાવીને, શ્રીરામ સાથે બેઠાં હતાં. લક્ષ્મણ ચરણમાં હાજર ઉભો હતો; અને ભરત શત્રુઘ્ન, શ્રીરામને અને સીતાને, ચમર ઢોળતા હતા. દુનિયા જોઇ રહી કે-અયોધ્યાના રાજમહેલમાં જન્મેલા, રાજા દશરથના ત્રણે પુત્રો, રામસીતા પાસે ગુલામ થઇને ઉભા છે; અને પરઘેરથી આવેલાં સીતાજી, રાજ્યાસન ઉપર બેઠાં છે. તાત્પર્ય-સ્ત્રી ગુલામ નથી. પંચમ જ્યોર્જ ઇ. સ. ૧૯૧૨માં, દિલ્હીના તખ્ત ઉપર બેઠા હતા; ત્યારે રાણી મેરી, પંચમ જ્યોર્જની પડખે, રાજ્યાસન પર બેઠાં હતાં.

**माता यस्य गृहे नास्ति, भार्या चाप्रियवादिनी ।**
**अरण्यं, तेन गंतव्यं, यथारण्यं तथा गृहम् ॥**

જેના ઘરમાં મા ન હોય; અને સ્ત્રી કડવા બોલી હોય; તેણે વનમાં જઈને વસવું; તેણે બે બગાડવાં નહીં. કારણકે ઘરના વાસ કરતાં, અરણ્યનો વાસ, તેને વધારે સુખકર છે.

ધોબીના કહેવાથી શ્રીરામે સીતાજીને વનમાં મોકલ્યાં હતાં. સીતાના વિયોગમાં, શ્રીરામ

બોલ્યા હતા કે-'**प्रियानाशे कृत्स्नं किल जगदरण्यं हि भवति**-સ્રીના મરણ પછી, પવિત્રપતિને, આ આખું જગત્, વગડા જેવું ઉજડ લાગે છે.' શ્રીરામ આગળ બોલે છે કે-'**जगज्जीर्णारण्यं भवति च कलत्रव्युपरते** ॥૩૮॥ સ્રી મરી ગયા પછી, આ જગત્ વગડા જેવું લાગે છે.' જાણે શાંતિનું સ્થાન, અને વિરમવાનું ધામ ધોવાઇ ગયું. પુરૂષ એજ સ્રીનું સૌભાગ્ય છે; તેમ સ્રી એજ, પુરૂષનાં અનેક સુખનું સ્થાન છે. બ્રહ્મચારીને અને સન્યાસીને, સ્રીની બીલકુલ જરૂર નથી. સ્રીની સાથે વાતો કરવી; તેમને બહુ ગમે; સ્રી પોતાના અંગનો સ્પર્શ કરીને, પૂજા કરે; ચરણ સ્પર્શ કરે; એવું પાપ, તેમને ગમે; તો તેઓ પાપનાં પોટલાં બાંધી રહ્યા છે. જે બ્હેનો ઉપર પ્રમાણે, બ્રહ્મચારી સાધુ પાસે, સેવાને બ્હાને ઘુસે છે; તે પાપની ભાગીદાર થાય છે. સમાજે આવા પાખંડીઓને, કચરાની ટોપલીમાં ઘાલીને, ફેંકી દેવા જોઇએ. ગૃહસ્થાશ્રમમાં, સ્રી ઘરનો મોભ છે. વાનપ્રસ્થાશ્રમમાં, સારૂં, પવિત્ર જીવન ગાળનારી, અને બ્રહ્મચર્ય વ્રતને, ઘણું ઘણું માન આપનારી સ્રીની, કાંઇક કાંઇક જરૂર છે. આ સ્રી પોતાની પરણેલીજ હોવી જોઇએ. ભાડુતી સ્રી કામ આવે નહીં. પતિપત્ની સુખપુર્વક, કેવી રીતે રહી શકે; તેના કાયદા, મનુ ભગવાને ઘડી આપ્યા છે. સ્રીના સત્કાર સંબંધી-મનુ ભગવાન કહે છે કે-'જે પિતા, ભાઈ, પતિ અગર દિયર, પોતાનું કલ્યાણ ઇચ્છે; તેણે પોતાની પુત્રી, બ્હેન, સ્રી, માતા, કે ભાભીનું અપમાન, કદિ કરવું નહીં. જ્યાં સ્રીઓ સુખી થાય છે; ત્યાં દેવતાઓ વસે છે; અને જ્યાં સ્રીઓ દુઃખી હોય છે; ત્યાં પુણ્ય ઘસાતાં જાય છે.'

આ સંબંધમાં એક ખાસ વાત, યાદ રાખવી કે-કેટલીએક સ્રીઓ, ઓછી અક્કલવાળી હોય છે; અવળચંડી હોય છે; માટે પુરૂષે ડાહ્યા થઇને-ધીરજ રાખીને, તેની પાસેથી કામ લેવું; અને ધીમે ધીમે તેને શુભ સંસ્કાર આપવા. તે પણ માણસ છે; તેના હૃદયમાં જ્ઞાન છે. પણ **अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यंति जंतवः** અજ્ઞાનથી જ્ઞાન ઢંકાઇ ગયું છે. તેથી પ્રાણીઓને મોહ થાય છે. સરોવરના જળ ઉપર, લીલ વળી ગઇ હોય છે; પણ હાથે કરીને લીલને દૂર ખસેડીએ; તો મોતીના દાણા જેવું, મીઠું મધુરૂં જળ, પીવા મળે છે. તેમ સ્રીનું અજ્ઞાન દૂર થાય; તો તેનાં મધુરાં હેત, અમૃત કરતાં પણ અદકાં હેત, પીવા મળે છે. સ્વર્ગ ઉપરથી નીચે ઉતરે છે. જુઓ અહીંથી પ્રગટ કરેલા વિવાહ સંસ્કારમાં, સપ્તપદીમાં બ્હેન બોલે છે કે— રાગ-પુનમ ચાંદની.

'ધર્મ અર્થ કામે કરી-ને-રાખું મોક્ષમાં નેમ;
નેમે નટવર આવે, મુજ આંગણીએ નાચતોરે-
એ મેં-કરી-પ્રતિજ્ઞા, છટ્ઠે પગલે લગ્નમાંરે'

"હે પતિ ! હું તમારી સાથે, ધર્મ-અર્થ અને કામ ભોગવું; પણ મારૂં ધ્યેય મોક્ષ છે. તે મોક્ષને પ્રાપ્ત કરવા, અમુક પાકો નિયમ પણ રાખું ! આ નિયમથી, પ્રભુ મારે આંગણે, નાચતા આવે." હે માતા પિતા ! આવી પ્રતિજ્ઞા, હું છટ્ઠે પગલે કરૂં છઉં." કેટલું ગૌરવવંતુ લગ્ન ! વિવાહસંસ્કારનું પુસ્તક તમારા ઘરમાં છે કે નહીં ?

મીરાં, કરમા, શવરી, સંધાવતી, મદાલસા, અનુસુયા, સુલોચના, મંદોદરી, એ તમામ સ્રીઓજ હતી. પણ પ્રભુ તેમને મળવા, તેમને ઘેર ગયા હતા. આ તો ભરતખંડ !

કશ્યપ દિતિને કહે છે—[જુઓ ભાગવત સ્કંધ ૩ અ. ૧૪ મો શ્લોક ૧૬થી.]

**तस्याः कामं न कः कुर्यात्, सिद्धिस्त्रैवर्गिकी यतः ॥१६॥**

**सर्वाश्रमानुपादाय, स्वाश्रमेण कलत्रवान् ॥**
**व्यसनार्णवमत्येति, जलयानैर्यथाऽर्णवम् ॥१७॥**
**यामाहुरात्मनो ह्यर्धं, श्रेयस्कामस्य मानिनि ॥**
**यस्यां स्वधुरमध्यस्य, पुमांश्चरति विज्वरः ॥१८॥**

વિગેરે વિગેરે શબ્દોથી, કશ્યપ દિતિને કહે છે કે- હે દિતિ! જે તારી ઇચ્છા છે; તે હું પૂર્ણ કરીશ. કારણકે જેનાથી, ધર્મ અર્થ અને કામ, એમ ત્રણ પુરૂષાર્થોની સિદ્ધિ થાય છે; એવી પોતાની સ્ત્રીની કામનાને, કયો પુરૂષ પૂર્ણ ન કરે? [૧૬] (આ કશ્યપ પ્રજાપતિ છે. બ્રહ્માના પુત્ર છે.) જેમ નૌકાઓ વડે, પુરૂષ સમુદ્રને તરે છે; અને બીજાઓને પણ તારે છે; તેમ સ્ત્રીવાળો ગૃહસ્થાશ્રમી પુરૂષ, પોતે આ સંસારનાં દુઃખોને તરે છે; અને બ્રહ્મચારી વાનપ્રસ્થ અને સન્યાસીઓને, અન્નાદિ આપીને સુખી કરે છે. [૧૭] જે સ્ત્રીને વિદ્વાનો ભાગ્યશાળી પુરૂષનું અર્ધું અંગ માને છે; અને જેના ઉપર, ઘરનો બધો ભાર રાખીને, પુરૂષ નચિંત થઇ, ફર્યાં કરે છે. તે સ્ત્રીની કામના, કયો પુરૂષ ન પૂરે? કામાદિ ભયંકર શત્રુઓ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સન્યાસીઓની વારંવાર ફજેતી કરે છે. પણ અમે કે જેઓ, સ્ત્રીરૂપી કીલ્લાથી, રક્ષાએલા છઇએ; તે કામાદિને સહેજમાં જીતી શકીએ છઇએ. આવા અનેક ઉપકાર કરનારી હે સ્ત્રી! અમે તારી સમાનતા કરી શકીએ એમ નથી. તારો બદલો અમે આપી શકીએ એમ નથી." [૧૮ થી ૨૦]

**શ્રીકૃષ્ણ રૂક્ષ્મણિને**-કહે છે કે-[જુઓ શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધ અધ્યાય ૬૦મો. શ્લોક ૩૧, સ્થળ રાણી રૂક્ષ્મણીનો મહેલ, રાત્રિનો પ્રસંગ] "ગૃહસ્થોના ઘરમાં, અનેક વિટંબણાઓ આવ્યા કરે. કાળજુ ફફડયા કરે. એવા ભયંકર સંસારમાં, સ્ત્રી સાથે ઘડી બે ઘડી બેસવું; અને ઠઠ્ઠા મશ્કરી કરવી; એટલોજ આનંદ છે."

**અલર્ક**—ભારતનો સંતાન. અયોધ્યાની રાજરાણી મદાલસાનો પુત્ર! તે કહે છે કે—"મારા ત્યાગ વૈરાગ્યના ગારવનું મૂળ-મારી માતા, મદાલસાનાં હાલરડાંમાં છે. તે મને ઉદ્દેશીને, હાલરડાં ગાતી હતી કે—

**शुद्धोऽसि बुद्धोऽसि निरंजनोऽसि, संसारमायापरिवर्जितोऽसि ।**
**संसारस्वप्नं त्यज मोहनिद्रां, मदालसा वाक्यमुवाच पुत्रं ॥**

**અર્થ**—હે પારણામાં સુતેલા મારા બાળક! હે અલર્ક! તું શુદ્ધ છો; તું બુદ્ધ છો; તુ નિરંજન છો; તું સંસારની માયાથી રહિત છો; આ સંસાર સ્વપ્ના જેવો છે. હે પુત્ર! તું મોહરૂપી નિદ્રાને તજી દે." આ પ્રમાણે હું મદાલસા, તારી માતા, તને કહું છઉં.

**ગોપીચંદ** કહે છે કે--મારા ત્યાગ વૈરાગ્યનું મૂળ, મારી માતા **મેનાવતી** છે. મારી રાણીઓ, રાજમહાલના ચોકમાં, મને સ્નાન કરાવતી હતી. શરીરે અત્તર ચોળતી હતી. તે વખતે મારી માતાની આંખમાં, આંસુ આવી ગયાં. મેં પૂછ્યું-'કાં બા! કાં આમ?' તેના જવાબમાં, બા બોલ્યાં હતાં કે-"ભાઇ તારા પિતાનું શરીર, આવુંજ સુંદર હતું. પણ શરીર ક્ષીણ થયા પહેલાં, તે કાંઇ કરી શકયા નહીં. હાથ ઘસતા-સંસારમાંથી ચાલ્યા ગયા. તારૂં એમ ન થાય, તો ઠીક." આટલું સાંભળીને તુરત, રાજપાટ તજી દઇ, હું પરમકલ્યાણને પંથે ચડયો.

**સૂરવીર શીવાજી** કહે છે કે—'રણના મેદાનમાં, રમવાનો ઉત્સાહ, મારી માતા

જીજાબાઇએ મને આપ્યો છે. આફતની સામે થવાની હિંમત, મારી માતાએ મને આપી છે— વિગેરે.

**સ્વામી દયાનંદ સરસ્વતી** કહે છે કે—'હિંદુઓનો ધર્મ, હિંદુઓના પુત્રોથી ટકયો નથી; પણ હિંદુઓની પુત્રીઓથી ટકયો છે. હિંદુ સ્ત્રીઓએ ધર્મ છોડયો હોત; તો હિંદુ ધર્મ, કયારનોએ નાશ પામી ગયો હોત.'

**સ્વામી વિવેકાનંદ** કહે છે કે—"જે દેશમાં અથવા જે પ્રજામાં, સ્ત્રીનાં સુખનો વિચાર કરવામાં આવતો નથી; તે દેશ અથવા તે પ્રજા, કદિ ઉન્નત થઇ શકતી નથી. સ્ત્રીઓની અવગણના કરવાથીજ, આપણું અધઃપતન થયું છે. જે જે ચારિત્રવાન્ સ્ત્રીઓ પૂર્વે થઇ ગઇ છે; તેનાં જીવન્–ચરિત્રો, કન્યાઓની નજરે તરતાં રાખવાં જોઇએ."

**બંકીમ બાબુ** બોલે છે કે—"સ્ત્રીઓ સાક્ષાત્ ક્ષમાની અને સ્નેહની, દૈવી મૂર્તિઓ છે. શાળામાં ભણ્યા પછી પણ, તેમના જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે. કથા અને કીર્તન, એ પૂર્વ કાળે, જ્ઞાન-પ્રાપ્તિનો, એક મુખ્ય ઉપાય હતો."

**કેટલાએક** સુધરેલા છતાં, જંગલી વિચારના, નાસ્તીક પુરૂષો, સ્ત્રીઓને કથાવાર્તામાં, જવા દેતા નથી. આ અન્યાય અક્ષમ્ય છે. આ જંગલી ભાઇડાઓ, સ્ત્રીઓને નાટક સીનેમામાં જવા દે છે. જે વર (શ્રેષ્ઠ) થઇને બેઠા છે; તેઓમાં નેવુ ટકા, ગાંડીના (માયાના) દિકરા છે. તેઓ કાંઇ જાણતા નથી; પણ બ્રહ્મવેત્તાઓનો ડોળ કરે છે. આ નાસ્તીકો, સમાજને અને ધર્મને, હચમચાવી રહ્યા છે. આવો પાક અત્યારે ઘણો છે; તેથી બંકીમ-બાબુ 'પૂર્વકાળ'ને આગળ કરે છે.

**દાદાભાઈ નવરોજજી** બોલે છે કે—"મારી માતાએ મારા ઉપર નજર રાખીને, મારા મિત્રોના ખરાબ લક્ષણોમાંથી મને બચાવ્યો."

**મીલ્ટન** બોલે છે કે—"શાળાઓનું ઉત્તમોત્તમ શિક્ષણ પણ, માતાના શિક્ષણ પાસે તુચ્છ છે. સુસંસ્કારી માતા પાસે, મોટા શિક્ષકો ઓછી કીંમતના છે. કારણકે માતાનું હૃદય, પ્રેમ, સેવા, અને શુભેચ્છાનું ધામ છે. માતાની આંખમાંથી, સંતાન ઉપર, અમીનાં તેજ ઝરે છે. આ વસ્તુઓ, શિક્ષકો પાસે હોતી નથી."

**ગોલ્ડસ્મિથ** બોલે છે કે—"સ્ત્રી તો કાંટવાળા વનને, ફુલવાડી બનાવી શકે છે. ગરીબમાં ગરીબ ઘરને, લીંપી ગુંપીને, સંસારનું સુશીલ સ્વર્ગ બનાવી શકે છે."

**હ. મહમદ સાહેબ** બોલે છે કે—"તારૂં સ્વર્ગ, તારી માતાના ચરણોમાં છે."

**એડીસન કહે છે કે**—પત્ની પ્રત્યેના પ્રેમમાં, કામ વાસના છુપાઇને રહે છે. પુત્ર પ્રત્યેના પ્રેમમાં, 'આ મને રળીને ખવરાવશે;' એવો લોભ, છુપાઇને રહેલો છે; પણ પુત્રી પ્રત્યેના પ્રેમમાં, એવી કોઇ લાલચ હોતી નથી. માટે તે પ્રેમ ઉત્તમ છે-પવિત્ર છે."

**જોન્સન કહે છે કે**—"મારા સૂક્ષ્મ વિચારોનું મૂળ, મારી માતાના પ્રેમભર્યા હાલરડામાં છે"

**નેપોલીઅન** કહે છે કે—"કર્તવ્યનિષ્ઠા અને ધૈર્ય, જે મારામાં દેખાય છે; તે હું મારી માતાના ખોળામાં બેસીને, શીખ્યો હતો."

આવા તો અનેક અભિપ્રાય છે. ઓરડે ઓરડે મમતાથી ભરેલી માતાઓ છે; અને પુરૂષે પુરૂષે, પ્રેમથી છલકાતી પત્નીઓ છે.'અમીના ઝરણાં, તેમનાં હૃદયમાં ભર્યાં છે. માટે સ્ત્રીઓનો અનાદર કરતાં, ઘણોજ વિચાર કરવો. અમૃતને ઝેર ન બનાવશો.

બ્હેનો માટે ખાસ—

સ્ત્રીઓએ પણ, શુભ સંસ્કારોને, ભાવથી ઝડપી લેવા; અને ખોટા સંસ્કારોને આગ્રહથી તજી દેવા. ભણવું તો જોઇએજ, જાણવું તો જોઇએજ. પશુ જીવન સદા નિંદ્ય છે. ભણવામાં પણ, બ્હેનોએ વધારે પડતું ભણવાની જરૂર નથી. વધારે પડતું ભણતર, બ્હેનોને નોકરીને ચાળે ચડાવે છે. નોકરીને ચાળે ચડેલી સ્ત્રીઓનું, સ્ત્રીત્વ-હૃદયની કોમળતા, ભાવ, આંખનાં અમી, અનાયાસે શુષ્ક થઇ જાય છે. પતિની વ્હાલી વસ્તુ મટીને, સમોવડીયા જેવી, અને કયાંક તો મોટા શેઠ જેવી, અળખામણી વસ્તુ થઇ પડે છે. જેને હૃદય ખોલીને, પતિ તમામ વાત કરે; તે સ્ત્રી પાસે, વાત કરતાં, પતિ ડરે છે. આ દ્વૈતભાવી દંપતી, અદ્વૈતભાવના આનંદને ઉડાડી મૂકે છે. સંસારમાં એકજ સાર-તે-દાંપત્ય! તે પણ દ્વૈતભાવ રહિત હોય તોજ. એકમાં એક નાંખતાં, બે થાય; એવું તો, બાળકો પણ જાણે; અને એકમાં એક નાંખતાં, એકજ થાય; એવો મર્મ તો, સમજુ દંપતીજ સમજે!

**આપઘાત**—સંસાર કાંટાવાળી, અનેક બોરડીઓથી ભરેલો હોય છે. સંસારમાં સાચવીને રહેવા, બ્હેનને વળાવતાં, માતા પિતા ઘણી શીખામણ દે છે. તો પણ જે બ્હેન, સાચવીને રહેવાને બદલે, ઘડી ઘડીમાં વાંધા પાડે છે-ખીજાય છે; તે વ્હાલાઓને વેરી કરી મુકે છે. આવો કકળાટીયો સ્વભાવ, ધીમે ધીમે દૃઢ થાય છે. ત્યારે તે બ્હેન, વાંધો પડતાં કુટવા માંડે છે; અથવા આપઘાત કરી નાંખે છે. બોરડીના ખેતરમાં રહેનારે, બોરડીથી બચતાં શીખવુંજ જોઇએ; તેમ સંસારમાં રહેનારી સ્ત્રીએ, સામાના અવળા બવળા સ્વભાવથી બચવાનું, શીખવુંજ જોઇએ. સંસાર માંડીને બેઠાં; તેણે અકળાઇ જવું કામ ન આવે.

'ઘર સુતરને કાળકે, ઘણી ગુંચવણુ વીર;
તાણી તોડે આકળો, ધીરે ઉકેલે ધીર!

અનેક ડાહ્યા બોલ્યા છે કે—

જુઓ જાનકી રામરાજાની રાણી, ખભે તેડીને રાવણે રોતી આણી;
તથાપિ ન તેણે તજ્યો પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.
સતી દ્રૌપદીને સભા મધ્ય આણ્યાં, પતિ દેખતાં પાપીએ વસ્ત્ર તાણ્યાં;
તથાપિ ન તેણે તજ્યો પ્રાણ પ્યારો, ઘણાં કષ્ટ કાળે ઘણું ધૈર્ય ધારો.

ઠંડીની આફતને આવતી દેખી, ઓઢવાનાં વસ્ત્રો, બમણાં રાખીએ છઇએ; તેમ આફતને આવતી દેખીને, બમણી ધીરજ રાખવી જોઇએ. આફત આવે ત્યારે, તડાક તડાક બોલવા કરતાં, ચાર પાંચ શ્વાસ પ્રશ્વાસ કરવા; પાંચેક મીનીટ આંખ મીંચી જવી. અને તેટલું મૌન રાખવું. આસપાસ એવી કોઇ ડાહી બાઇ હોય; તો તેને, પોતા પાસે બોલાવી લેવી. અગર ત્યાં દોડયા જવું. એવી રીતે કાળ ચોઘડીયાને વટાવી દેવું. આપઘાત કરવો નહીં.

**અકસ્માત**—પ્રાઇમસ સળગાવતાં, અનેક બ્હેનો બળી જાય છે. ચા કૉફી માટે જોઇતી તમામ વસ્તુ, પોતા પાસે મુકયા પછી, પ્રાઇમસને સળગાવવો; અને ધીરજથી કામ કરવું. સહેજ બેદરકારીથી બળી મરવું; તે ઓછી આવડતનું પરિણામ છે.

**સાચવણ**—સાચવણથી ધન, વસ્ત્ર અને વસ્તુની આવરદા ઘણી વધે છે. બહાર પહેરી જવાનાં વસ્ત્ર ઘરમાં આવ્યા પછી, તુરત સંકેલીને મુકી દેવાં. મેલાં થાય; ત્યાંસુધી પહેરી રાખવાં નહીં. વાસણની ઉપાડ મુક કરવા વખતે, ધડાપીટ કરવાની ટેવ, ઓછી રાખવી. કાંઠા બેસી ગએલાં, અને ગોબા પડેલાં વાસણો, ઘરમાં ભુંડાં લાગે છે. આ પ્રમાણે ઘરની દરેક વસ્તુની

સાચવણુ સમજવી. કેટલાએકના ઘરમાં માટીનું એક રમકડું, દસ બાર વરસ હોય ;
અને કેટલાએકના ઘરમાં, આજ લાવો; અને કાલે ઉકરડે નાંખવા જવું પડે છે.

**ફેશન**—આજકાલ ફેશન એટલી બધી વધી પડી છે કે—જેમ કંગાલનાં બાળકો, પકવા
દેખીને, ઘેલાં થાય; તેમ છરેલી–છકેલી–ઓછી અક્કલવાળી બ્હેનો, તરખલાની માફ
ફેશનના પૂરમાં તણાય છે. પુરૂષો નકલીયા છે. બાઇઓને નકલીયા થવું; પોસાય એમ નથ
કારણકે પુરૂષોને ધર્મનો રસ ઘણો જ ઓછો છે. બ્હેનોને ધર્મનો રસ ઘણો છે. પુરૂ
પંચોતેર ટકા, નાસ્તીક છે. બ્હેનો પંચોતેર ટકા આસ્તીક છે. ફેશનના પૂરમાં બ્હેનોઃ
તણાવું; જરાપણુ યોગ્ય નથી. ઉપર દયાનંદ સરસ્વતીએ કહ્યું; તે વાંચ્યુંને ?–તે કહે છે કે
'સ્ત્રી, ભારતનું સાચું ગૌરવ છે. સ્ત્રીઓને લીધે, ભારતનો ધર્મ ટકી રહ્યો છે.' દેશ
નિર્ધનતાને તેડી લાવનારાં, અનેક કારણોમાં, ફેશન મુખ્ય કારણુ છે. યાદ રાખવું કે–આ
આ ગૌતમ મહાવીરનો દેશ ! આ રામસીતાનો દેશ ! આ અત્રિ અનસુયાની પર્ણકુટ
જ્યાં સોનારૂપાના શણુગારના કરતાં, પુષ્પોના શણુગારનો મહિમા, ઘણોજ ગવાયો છે. ત
દેશનાં, આપ સંતાન છો. એ ગૌરવવંતા આંબાનાં, આપ ગૌરવવંતાં ફળ છો. તો ક
વંઠી જવામાં, મજા માનો ! કાં નિર્ધનતાને નોતરો ! બે પૈસા હોય; તો આસપાસ ઉભેલ
ગરીબ બ્હેનોઓને, સુખ આપવામાં, તે વાપરો ! પોતાના બાળકોને ભણાવવામાં
પૈસાની છૂટ રાખો ! અનેક ઉપકાર કરનારાં, પવિત્ર માબાપ, ઓરડે બેઠાં હોય; તો
માઇ કહે; ત્યાં પૈસો વાપરો ! પૈસાને દેશમાં ટકાવવા, મહાત્મા ગાંધીએ, અને દેશન
કોંગ્રેસે, ભેખ લીધો છે. તો તે તમે, કાં ન સમજો ? કાં ફેશનમાં ફસાઇ જાઓ ! વિચા
કરીને કામ કરજો. ભણીગણીને, ઉડાઉ–પાગલ–લંપટ થવા કરતાં, અભણુ રહીને
સુશીલ થવામાં, બ્હેનોની ભારે શોભા છે. ગુજરાતને ગોંદરે, જસમા અને એવી અને
બ્હેનોના, કીર્તિસ્તંભ ઉભા છે.

**ગંદુ વાંચન**—ગંદા વાંચને, બ્હેનોનાં શીયળને, ઘણા ધક્કા માર્યા છે. લાખન
બાઇને, પાઇની બનાવી છે. ગંદા વાંચનને, ખાનદાન બ્હેનોને નટી બનાવી છે. નટીમાંથ
વેશ્યા થતાં, વાર લાગતી નથી. ગંદા વાંચને, સુશીલ માબાપની કન્યાઓને સ્વચ્છંદી બનાવ
છે. ગંદા વાંચને સ્ત્રીઓને સ્વતંત્રતાને ચાળે ચડાવી છે. આ ચાળે ચડયા પછી, સ્ત્રીઓને
માબાપ ગમતાં નથી. હિત ચાહનારાં ભાઇ ભોજાઇ કે બ્હેન પણ, ગમતાં નથી. સાસ
સાસુ સસરો, કે દીયર જેઠ ગમતાં નથી. વિષય સુખ ઘણું ગમે છે; પણ ગર્ભાવસ્થા અ
બાળકો, ગમતાં નથી. સંતતિનિયમનની દવાઓ શોધીને, અમોલા ગર્ભાધાનને વિફળ
કરી નાંખે છે. ધણી પણ રાંકડો હોય; તો ગમે છે. સહેજ આકરો હોય; તો તેનાથ
રીસાઇને, ગમે ત્યાં ભટકે છે. પર પુરૂષમાં અનાયાસે પ્રેમ કરી બેસે છે. જેમ ભંગીન
વિષ્ટાની ગંધ, લાગતી નથી; તેમ ભયંકર ભૂલનો પસ્તાવો, આ ભંગીબ્હેનને થતો નથી
જન્મ આપનારાં માબાપ, લાજી મરે છે. ગંદા વાંચનથી, મહાત્મા ગાંધી અને એવ
બીજા અનેક, કકળી ઉઠયા છે. પણ પ્રજા પાયમાલીને પંથે દોડી જાય છે. પ્રજા પા
કરીને પ્રગટી છે. તોપણ જગતમાં, અમારી વાતો સાંભળે એવી, સુશીલ બ્હેનો હજી છે
તેમને માટે અમારો આ પ્રયત્ન છે. તે પોતે સુધરે; અને શીયળના પાટા ઉપરથી, ઉતરી
પડેલી અનેક બ્હેનોને મળે–સમજાવે–અને ઠેકાણે લાવે; એવી આ અમારી પ્રાર્થના છે

આ બાઇઓ, પોતે તો બગડે છે; પણ પોતાની પ્રજાને પણ, બગાડે છે. વળી તેના સંસર્ગમાં, કોઇ સુશીલબાઇ આવે; તો તેને પણ, ખોટે રસ્તે ચડાવે છે. સડેલાં જાંબફળ બીજાં ફળ ભેળાં, મુકાય જ નહીં. 'કદાપિ કાળીયા કનેજ, ધોરી ધોળીયો વસે; વળે ન વાન, તોય સાન, સંગ જેવી શીખશે.' આ બ્હેનો આપણી પોતાની છે. માટે તેમના ઉપર, ઘણી જ દયા રાખીને, તેમને સુધારવા પ્રયત્ન કરવો. નાંખી દેવા જેવી વસ્તુ નથી. જે પુસ્તકો વાંચ્યા પછી, વિષયલોલુપતા વધે; જે પુસ્તકમાં બીભત્સ નાગાં ચિત્રો હોય; જે પુસ્તકમાં ધણી ધણીયાણીના, અને અન્ય સ્ત્રીપુરૂષોના પ્રેમની, વિષયસુખથી છલકાતી, વાતો કરી હોય; તે ગંદુ વાંચન છે. કારણ માનવજીવનનું ધ્યેય, વિષયસુખ નથી; પણ વિષયસુખથી મુક્તિ છે. વિષયસુખમાં લોલુપ રહીને, ભવોભવ ભટકાવા, આ અવતારે, આપણે આવ્યાં નથી. ઉત્તમ ચારિત્રથી, અને ત્યાગ વૈરાગ્યનાં ઉત્તમ વાંચનથી, વિષયસુખમાં આગ લગાડવા, આ અવતારે, આપણે આવ્યાં છીએ. યાદ રાખવું કે–ખોટ ખાવા આવ્યાં નથી; પાઇ આપીને કરોડો લેવા; અહીં–આ અવતારે, આપણે આવ્યાં છીએ. કેમ બ્હેનો! સાવધાન છોને? સાંભળો છોને? ભાગવતની કથામાં, પુરૂરવાની આફતની કથા, પચીસ પચાસ વખત, તમે સાંભળી હશે. પણ આ ખુલાસા તમે સાંભળ્યા નહીં હોય. પુરૂષને સ્ત્રીમાં થએલો, વધારે પડતો પ્રેમ, જેમ આફત રૂપ છે. તેમ સ્ત્રીને, પતિમાં થએલો, વધારે પડતો પ્રેમ પણ, આફતરૂપ છે. સ્ત્રી અથવા પુરૂષ–દરેકનું ધ્યેય, પ્રભુપ્રેમ છે. માનવપ્રેમ નથી. અને કદિ માનવપ્રેમને ધ્યેય, આપ માનતા હો; તો બેમાંથી એક, મરણ પામે છે; ત્યારે ચટ ચાલ્યું જાય છે. રોકયું રોકાતું નથી–સાચવ્યું સચવાતું નથી. પછી ક્ષણભંગુર પ્રેમની જંજાળ, પતી જાય છે. સંસાર સ્વપ્ન જેવો લાગે છે. મરનાર મરી તો જાય છે; પણ તેના સંસ્કાર, કાળજામાં પડયા પડયા પીડે છે. આ પીડાથી કાંઇ લાભ થતો નથી–ઉલટી ખુવારી થાય છે. બળ કરીને, મનને પ્રભુની કથાવાર્તામાં જોડો; ત્યારે જ કાળજાની પીડા કમી થાય છે. તાત્પર્ય–મનુષ્યનું ધ્યેય પ્રભુપ્રેમ છે.

**અતંત્રતા અને સ્વતંત્રતા**—કેટલીએક બ્હેનોને, સ્વતંત્ર રહેવું ગમે છે. કોઇની રોક ટોક ગમતી નથી. પીયરમાં માબાપ ગમતાં નથી; અને સાસરે સાસુ સસરા ગમતાં નથી. આ બેઉ વડીલો, પોતાના સંતાનમાં, સ્વચ્છંદને ઉભો થવા દેતાં નથી. તમને કડવાં વચનો કહીને, તમારા સ્વચ્છંદને, તે વડીલો ઉખેડી નાંખે છે. આજ્ઞામાં રહેવું; એ સ્ત્રીજાતિની શોભા છે. માબાપ વિગેરે વડીલ, જીવતાં ન હોય; તો પાડોશમાં, અગર સગાંઓમાં, કોઇ વડીલની આજ્ઞામાં રહેવું; એ સ્ત્રીજાતિને સુખકર છે. મોટરમાં તાકાદ ઘણી છે; પણ તેમાં બ્રેક રહે છે. બ્રેક હોય; તો આફતને સામી આવતી દેખીને, ડ્રાઇવર મોટરની બ્રેક દાબીને, મોટરને તુરત અટકાવે છે. મોટરને અટકાવવા બ્રેક ન હોય; તો મોટર સ્વતંત્રપણે દોડીને, ખાડામાં પડે છે. અથવા સામે ચાલ્યાં આવતાં, અજાણ્યાં માણસોને, કે પશુઓને, તે કચરી નાંખે છે. જી. આઇ. પી. ની, અને બી. બી. રેલ્વેની, મોટી મોટી ટ્રેનોમાં પણ, બ્રેક હોય છે. જે ગાડીને બ્રેક ન હોય; તે ગાડીને, સરકાર ચલાવવા દેતા નથી. તે પ્રમાણે જે સ્ત્રીને અંકુશ ન હોય; તે સ્ત્રી અણધારી આફતમાં આવી પડે છે. અને નીકટનાં સંબંધીઓને, ખુવાર કરે છે. માટે બ્હેનોએ પોતાને માથે, અંકુશ તો રાખવો જ. અંકુશથી અકળાવું નહીં. નહીં માનો તો–'મર્કટ તે વળી મદિરા પીએ; અને આખા તેથી સૌકો બ્હીએ.'

મિતાહાર અને આરોગ્ય—બાપ દિકરાને ગાડીએ બેસાડવા જાય; ત્યારે રસ્તામાં અનેક વાતો કરે; પણ ભાઈને ગાડીમાં બેસાડ્યા પછી, બેજ વાત કરે. તે એ કે 'ભાઈ! ટીકીટ સાચવજે; અને આ તારી પોટલી સાચવજે.' તે પ્રમાણે હે બ્હેનો! આપને ઘણીવાત કર્યા પછી, બે મુદ્દાની વાત કહી દઉં. તે એ કે—આહારવિહારમાં ઘણાજ નિયમીત રહેજો. વખતસર જમજો; અને ઠાંસીને પેટ ભરશો નહીં. થોડા ભૂખ્યા રહેજો. એક માસ ચાલે; એટલો ખોરાક, આપણે ૨૨ દિવસમાં ખાઈ જઈએ છીએ. આ ધનનું નુકશાન થાય છે; એટલું જ નહીં; પણ આ બેદરકારી, આપણા આરોગ્યને હચમચાવે છે. વૈદનાં તેડાં કરે છે. પહેલું સુખ, તે જાતે નર્યા. મહેલમાં ખાટલે પડીને ખાવા કરતાં, નિર્ધન રહીને, આરોગ્ય રહેવું તે ઉત્તમ છે. સેવાની બાબતમાં, સ્ત્રીનો નંબર પહેલો છે. બાપને ઘેર પણ, બ્હેન આવે; તો કામકાજ કરે. સાસરે પણ, વહુ આવે; તો કામકાજ કરે. બાળકો પાસે પણ, 'બા ઉઠે; તો ઉનાં ઉનાં દાળભાત બનાવે!' 'બા ઉઠે; તો મને પથારી પાથરી દે—વિગેરે.'

તાત્પર્ય—સ્ત્રીને દરેક ઠેકાણે, કામકાજમાં ઉભું રહેવું પડે છે. કામકાજ કરે; તો જ વ્હાલી; નહીં તો દીકરી કે વહુ, અળખામણાં! માંદી પોતે દુઃખી, અને ઘરનાં સૌને દુઃખી કરે. તેમાંએ જો રોગ લંબાય—તો માંદી ખાટલે પડી પોકાર કરે; અને ઘરનાં, સેવા કરતાં થાકે અને મુંઝે—કંટાળે. યાદ રાખવું કે—આ તમામ દુઃખનું કારણ, આહાર વિહારની બેવકુફી છે. આરોગ્યનો નિયમ છે કે—' પચે એવું, અને પચે એટલું જ ખવાય.' વધારે ખાનારને દંડ થાય છે. વધારે ખાનારને, પથારીમાં સુઈ રહેવું પડે છે. યાદ રાખવું કે—સેવા કરવા કોઈ નવરૂં નથી. સૌની પાસે, કામના કોથળા ભર્યા છે. માટે માંદા પડીને, કોઈની સેવાની આશા રાખવી—તે ગેરસમજ છે. સ્ત્રીએ સાજા રહેવા, ઘણીજ ખંત રાખવી. કારણ સ્ત્રી સુતી, તો આખું ઘર સુતું. આખું ઘર ખેદાનમેદાન થઈ જાય. બ્હેનની સુવાવડ માબાપ કરે છે. પણ બ્હેન બાર બાર માસે, સુવાવડ કરાવવા દોડી આવે; તો વ્હાલાં માબાપ પણ કંટાળે. સુવાવડ પાંચ છ વરસે હોય. કામીની કાંઈ કીંમત નથી. પશુ જેવા કામી પુરૂષ ન સમજે; પણ સ્ત્રીએ સમજી જવું જોઈએ. વળી મંદવાડમાં, સગર્ભાવસ્થા, ભયંકર પાપનું પરિણામ છે. પહેલું સંપૂર્ણ આરોગ્ય, પછી સગર્ભાવસ્થા—આટલો સંયમ, ભવિષ્યની અનેક આફતોમાંથી બચાવી શકે છે.

તાત્પર્ય—માંદી સ્ત્રીને બાળગોપાળ, આફતરૂપ છે. નિર્ધનતામાં પણ, બાળગોપાળ આફતરૂપ છે. માંદાને દિકરા શા? ખાવા નથી; તેને દિકરા શા? દેવાળીયાને દિકરા શા? આ વાત, બ્હેનોએ સંતોષપૂર્વક સમજી લેવી જોઈએ. આમાં શંકાને સ્થાન નથી; તર્કવિતર્કને અવકાશ નથી. માત્ર કરી લેવા જેવું જ છે. હવે બસ! લ્યો ત્યારે ઘણા જ હેતથી જયશ્રીકૃષ્ણ.

અમદાવાદ—મોક્ષમંદિર, વ્રતની એકાદશી;
અશાડ, સંવત ૧૯૯૮.

લી. રામશંકર મોનજી ભટ્ટ.

---

બારમો ભાગ, 'સ્ત્રી શું છે?' તે પુસ્તકમાં જશે. સ્ત્રીઓના હિતની, આપને પરવા હોય; તો પાંચ પચીસ પુસ્તકો મંગાવીને બ્હેનોને આપો! કંગાલનું કામ નથી. પવિત્ર મન વાળા—ઉદાર આગળ આવો! ઘરદીઠ, એક પુસ્તક તો, રાખજો જ; અને બ્હેન દીકરી અથવા પુત્રવધૂને, વારસામાં, શુભ આશીર્વાદ સાથે, આપજો. નર્યાં રત્ન અંદર ભર્યાં છે

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થએલાં પુસ્તકો.

**જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સાદાં અને સસ્તાં પુસ્તકો ભાગ્યેજ મળી શકશે**

**મોક્ષપત્રિકા** } પાકાં પુંઠાથી બંધામણી સાથે સંવત ૧૯૭૬ થી ૧૯૯૭ની દરેક ફાઇલના } દરેકના ૨—૬—૦

દશમસ્કંધ પુસ્તક નં. ૮ થી ૧૬ નવ ફાઇલો. ખાસ વાંચવા જેવી ૨૧—૦—૦
એકાદશસ્કંધ નર્યું વેદાંત, ભક્તિ અને વૈરાગ્ય—૨૩ અધ્યાય તૈયાર છે. ૭ વરસ ૧૫—૮—૦

રાસ પંચાધ્યાયી અથવા શ્રીકૃષ્ણ અને રાસ. ... ઘણા ખુલાસા અને ઘણાં રસીક પદો સાથે } કીંમત ૧—૮—૦
વૈરાગ્યશતક ... રૂ. ૧—૦—૦ વેદાંત કેસરી ... ૧—૪—૦
યોગતારાવલિ 'શંકરાચાર્યની યોગપ્રસાદી' તથા છદર્શન શું?—દરેકના ૦—૨—૦
તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી ૦—૨—૦ ભિક્ષુગીતા ૦—૧૦—૦, દેહનિરૂપણ ૦—૧૦—૦

શરણાંગતિ બે ભાગ—દરેકના ૦—૧—૦, ગર્ભોપનિષદ્ ... ... કીંમત ૦—૨—૦
શ્રીચર્પટપંજરિકા તથા શ્રીમોહમુદ્ગર—દરેકના ... ... કીંમત ૦—૧—૬
હું કોણ? ૦—૪—૦ શ્રી તત્ત્વબોધ અને આત્મબોધ—દરેકની ... કીંમત ૦—૩—૬
વિવેકચૂડામણિનો સંપૂર્ણ ગ્રંથ ૧—૧૨—૦; પાતંજલયોગદર્શન સંપૂર્ણ ગ્રન્થ ૨—૪—૦
મરણ અને મરણ પછી શું? શા માટે ઉંચાનીચા અવતાર ... ૦—૪—૦
વેદાંતવિચાર શ્રી શંકર તથા મંડન પંડિતનો, અને હસ્તામલકનો સંવાદ—દરેકનો ૦—૧—૦

રઘુવંશ ૧ થી ૪ સર્ગો પદચ્છેદ, ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતરસહિત ૦—૧૫—૬
શ્રીમદ્ ભગવદ્ ગીતા ૧, ૩, ૫—૧૨—૧૬ અધ્યાય દરેકના ... ૦—૩—૦
,, સાંખ્ય વિવેચન સહીત બીજા અધ્યાય ૦—૬—૦, ચોથો અ. ૦—૪—૦
સમશ્લોકી ગીતા સંસ્કૃત શ્લોકો સારા મોટા ગુજરાતી ટાઇપમાં. વાંચનની ખાસ શુદ્ધિ માટે. સંસ્કૃત વ્યાકરણની નોટ સાથે ... ૦—૪—૦

ઉપનયનસંસ્કાર, શિવમહિમ્નઃ, બ્રહ્મસ્તુતિ—દરેકના ૦—૪—૦. વિવાહસંસ્કાર ૦—૩—૦
રામ અને રામાયણ, સાધનપંચક, વેદાંતયોગનો મેળ, અને સંતરામ શતાબ્દી. દરેકના ૦—૧—૦

મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાંથી ચુંટેલા સુંદર પ્રસંગો બહારગામ માટે પોસ્ટેજ બે આના જુદા } ૨૬ કાગળ ૦—૮—૦
માનવીઓનો મેવો, અને રંડાપો—દરેકના ૦—૧—૦. શ્રીકૃષ્ણ લીલામૃત ૦—૩—૦

ધાર્મિક પ્રથમ પોથી, ×કર્મ—જ્ઞાન અને ભક્તિ, રત્નોની ટોપલી, સાઠ વરસે શું કરશો? એકાદશી, શિવલિંગ શું છે? સપ્તપદી, વર્ણવ્યવસ્થા, સ્ત્રીઓ અને અત્યારનો સુધારો, વિધવાઓને અને વિધુરોને, દૂધના દિકરા, વેદાંતના એકડા, તથા મુમુક્ષુની મુડી નં. ૧ ×દીવાળી કેવી રીતે ઉજવશો? } દરેકની કીંમત છ પાઇ, એક સાથે અઢી રૂપૈયાની ૧૦૦ નકલ. પોસ્ટેજ ચૌદ આના જુદું.
"તમે ક્યાં છો" દેવ બનવાની કુંચી, શ્રાદ્ધ, દરેકના ૦—૦—૩

હું કોણ નં. ૨, મૂર્તિપૂજા અને દેવમંદિરો, શિવમહિમ્નઃ તથા શક્રાદય પુરૂષસુક્ત સાથે ગુજરાતી ટાઇપમાં, માત્ર શ્લોકો. તથા શ્રીકૃષ્ણતત્ત્વ, પ્રભુ કેમ દૂરના દૂર? ધાર્મિક બીજીપોથી. દરેકની } ૦—૦—૯

પૂર્વ તથા ઉત્તરની યાત્રાના ભોમીયો—ગ્રાહકોને ૧—૮—૦ બદલે ૧—૦—૦
મરવું કેવી રીતે? પહેલા ભાગના ૦—૨—૬. એક સાથે બે ભાગના ૦—૬—૦

---

× આ પુસ્તકો ખલાસ થઈ ગયાં છે.

Registered No. B. 1434

# જ્ઞાન તરફ બેપરવા.

## પુસ્તક માટે પાઈ ન મળે, અને લાડુ માટે લાખો.

દરેક ધંધામાં, તે ધંધાના જ્ઞાન વિના, માણસ મુર્ખાં ગણાય છે. એવા અભણ પુરૂષનો કયાંઇ ધડો થતો નથી, અને તે પોતાનો નિર્વાહ માંડમાંડ ચલાવી શકે છે. આ વાત ઘણા લોકો સમજે છે, માટે આ સંસારમાં સુખી થવાની ઇચ્છાથી નિશાળોની ફીનો ખર્ચ, તથા નિશાળનાં પુસ્તકોનો ખર્ચ, લોકો વેઠી લે છે; પણ ધાર્મિક જ્ઞાન તથા ધાર્મિક પુસ્તકો તરફ, સોએ-નવાણું ટકા, બેપરવા વધી છે. વ્યવહાર સાચવવા અગર માન લેવા, લોકો ધનના ઢગલા કરે છે. સીનેમા, નાટક તથા સોડા લેમન વિગેરે વ્યસનોમાં, લોકો પૈસાનું પાણી કરે છે; પણ ધાર્મિક પુસ્તક માટે, પાઈ વાપરવા રાજી નથી. મફત આપો; તો પડાપડી કરી, લઇ લેવા ખુશી છે. "પાઈ આપવાની છે," એમ કહીએ, તો કહે છે કે "કાંઇ જરૂર નથી." મંદિરમાં સામગ્રિનું કહો, તો ત્યાં લોકો કાંઇક વાપરે છે. ગોરને ટાંણેટચકે પાંચ પચીશ આપવા પડે, તો આપે છે; પણ ગોરના બાળકોને ધાર્મિક શિક્ષણ આપવામાં, યજમાનો બેદરકાર રહે છે. માણસો મરી જાય છે; તેની પાછળ હજારો રૂપીઆનો ધમાંદો કરે છે. તે રકમ પણ, કાંતો લાડુમાં, અને કાંતો યાત્રામાં, ધન વપરાય છે; પણ થોડાં ધાર્મિક પુસ્તકો લઈ, જમનારાઓને આપવાં, તે વાત તદ્દન ભુલાઈ ગઈ છે. દિકરીને દાયજામાં ૫૦૦) આપે છે; પણ દુઃખમાં દિલાસો આપે: એવું-એકાદ સારૂં પુસ્તક આપતા નથી. લાડુ જમાડવાનું કહો, તો ચોરાશી જેટલો ખર્ચ કરી નાખે છે; પણ જમનાર દરેક બ્રાહ્મણને, સંધ્યાનું પુસ્તક આપવાનું કહો; તો ના પાડે છે. યાદ રાખજો કે-જ્ઞાન વિના ભક્તિ અને કર્મ ફીક્કાં છે. એટલા માટેજ શ્રુતિ કહે છે કે-"જ્ઞાન વિના મુક્તિ મળે નહીં." ધાર્મિક પુસ્તકો લઇને વહેંચવા, એ ધનવાનનું કામ છે; પણ પોતાને માટે, એવાં થોડી કીંમતનાં પુસ્તકો લેવાં; એ સર્વ મનુષ્યની ફરજ છે. બાવા સાધુ અને કેટલાએક ધર્મનાયકો કહે છે કે: 'રામ રામમેં સબ આ ગયા." તુલસીદાસજી જો એવું સમજ્યા હોત; તો રામાયણનું પુસ્તક લખવાની, તેમને જરૂર પડત નહિ. શુકદેવજી અગર વેદવ્યાસ, જો એવું સમજ્યા હોત; તો ભાગવતની હયાતી હોત નહિ. ગીતા આદિ પુસ્તકોની પણ, જરૂર જણાત નહીં. કેટલાએક ધર્મનાયકો ગભરાય છે કે "રખે પુસ્તકો વાંચીને, લોકો જ્ઞાની બની જશે; તો આપણું પોગળ ચાલશે નહીં." આ ભયંકર ગેરસમજ છે. સત્પુરૂષો તરફથી, પુસ્તકદ્વારા જ્ઞાનનો જે વારસો મળે છે, તે અમૂલ્ય છે. તે પુસ્તકો સાદી અને સરલ ભાષામાં હોય; તથા જુજ કીંમતમાં મળતાં હોય; તો ભારે ઉપકાર સમજવો. બાર માસે ઘીનો, તેલનો, ગ્યાસલેટનો, દાતણનો, સાબુનો-ખર્ચ જેમ રાખો છો; તેમ જ્ઞાન ખાતાના ખર્ચની ખાસ જરૂર છે.

છાપખાનાની સગવડ થતાં, પુસ્તકો પ્રથમના કરતાં, ઘણાંજ સસ્તાં મળે છે. છતાં બેપરવા રાખવી, એ પોતાનું બગાડવા જેવું છે.

વ્યવસ્થાપક.